॥ૐ શ્રીં॥

પ્રગતિ મંદિર ગ્રન્થમાળા,

ગ્રન્થાંક ૨૧.

# જપ

અથવા

# ઈશ્વરને મળવાનો માર્ગ.

રચી પ્રસિદ્ધ કર્તા,


પ્રભુશંકર નરભેરામ વ્યાસ.

તંત્રી વિશ્વજ્યોતિ



પ્રગતિ મંદિર, વિશ્વજ્યોતિ કાર્યાલય

અડાજણ—સુરત.


મૂલ્ય રૂા. એક.

જપનો આ માર્ગ જુઓ જતો,
ઠેઠ પ્રભુ સદને પહોંચેરે;
મંત્ર વાહને બેસી છે જવું,
ક્રમે અનુભવ ટોચેરે.

૧૧૯-૫૨

जपात्सिद्धिः जपात्सिद्धिः जपात्सिद्धिः

जपात् जपात्.

જપમાં સિદ્ધિ છે. જપમાં સિદ્ધિ છે. જપમાં સિદ્ધિ છે.

જપકર. જપકર.

# પ્રસ્તાવના.

જપ એ શું છે? તેનાથી શા શા લાભ મનુષ્ય જીવનમાં આપણે પામી શકીએ છીએ. જપમાં અડગ શ્રદ્ધા રાખનારને થોડા સમયમાં સિદ્ધિ પામવા પૂર્વે કેવા કેવા અનુભવ અરૂણોના પ્રથમ દર્શન થઇ પછી સિદ્ધિરૂપ સૂર્ય પ્રભાની પ્રાપ્તિ થાય છે તે આ લઘુ પણ ઉપયુક્ત પુસ્તકમાં સારી રીતે દાખવવામાં આવેલું છે. આવી જાતનું પુસ્તક આપણી ગુર્જરભાષા ક્ષેત્રમાં પ્રથમ હોય એમ જણાય છે કર્તાને એટલા માટે જપપ્રિય ધર્માવલંબિ જનોએ ધન્યવાદ આપવો ઘટે છે.

મનુષ્ય સૃષ્ટિમાં અને મનુષ્યેત્તર પ્રાણી સૃષ્ટિમાં જે વિશેષતા છે તે મનુષ્યને વિકસીત મન, સ્પષ્ટતરા વાણી. અને ઇતર પ્રાણીને આ બંનેનો ઘણે ભાગે અભાવ.

મન અને વાણીની ઉત્તમ બક્ષીસ હોવા છતાં જે તેનો ઉપયોગ, સદ્ઉપયોગ કે સંચય કરે છે. તેને અપૂર્વ લાભ થયાના અનેક દૃષ્ય દ્રષ્ટાંતો આપણી આસપાસ જોતાં જણાઇ આવશે.

વગર અર્થની વરાળ આકાશમાં ઉડી જતી આપણે દરરોજ મ્હોટા શહેરોમાં જોઇએ છીએ. પરંતુ એ વરાળનો સંયમ જ્યારે એનજીનમાં કરવામાં આવે છે તો તે વરાળ આજે કેવાં અદ્ભુત કામો કરી રહી છે. મોટારો દોડાવે છે. વાયુયાન આકાશમાં વિહંગ ગતિએ ઉડી ઇચ્છિત સ્થળે પહોંચાડે છે. મિલોમાં અનેક પ્રકારના માલ તૈયાર કરે છે.

સ્ટીમરો જળ માર્ગે અને ટ્રેનો ભૂમિમાર્ગના અંતરોને અલ્પતર કરે છે. વિજ્ઞાનશાસ્ત્રમાં એક નિયમ છે કે જે વસ્તુનો વિસ્તાર વધારે હોય તેનો જો સંયમ કરવામાં આવે તો તેમાં અનેક ગણું બળ આવે છે. વરાળનો વિસ્તાર ઘણો છે. અને તેનો સંયમ વરાળયંત્રમાં કરવામાં આવતાં અદ્‌ભુત કામ કરી માનવ સેવા બજાવે છે. તો વિચારકને સહજ સમજાઇ જશે કે મન અને વાણીનો વિસ્તાર તો વરાળના કરતાં પણ ઘણોજ છે. અને તેથી જો **વાણીનો** જપ વડે અને **મનનો** યોગવડે સંયમ કરવામાં આવે તો જપ અખિલ માનવ સૃષ્ટિને અને ધ્યાન અખિલ વિશ્વને કાબુમાં લાવી શકે. એટલુંજ નહિ પરંતુ મનોયોગમાં જાપરૂપ મંત્ર યોગનો સંબંધ જોડવામાં આવે તો ઇશ્વરની સાથે પણ અનુસંધાન કરાવી આપે છે. જપ એ ઇશ્વરના પ્રતિનિધિરૂપ અથવા ઇશ્વરના યુવરાજ રૂપે છે. એ સાધનો વડે એકાગ્રતા સધાતાં નિરૂદ્ધ અવસ્થાએ પહોંચાય છે. અને નિરૂદ્ધ અવસ્થાએ પહોંચેલું મન ઇશ્વરરૂપે આ જગતમાં વિચરી દૈવી કામો પણ કરી શકે છે.

જાપથી વાણીનો સંચય થાય છે. ઋષિ મુનિ જેવા અવતારરૂપ મહાપુરૂષોના સ્મર્ણ જાપ કરનાર તેમના ભૂતપૂર્વ ગુણો પોતાનામાં અજાણપણે પામ્યાના અને પોતાના આદર્શ પુરૂષોના જેવા સાક્ષાત્કાર પામી માનવજીવનને કૃતાર્થ કરે છે.

ભગવન પાતંજલિ યોગદર્શનમાં લખે છે કે **तज्जपस्तदर्थ भावनम्** તેનો (ૐકારરૂપ પ્રણવનો) જાપ કરવો અને તેના અર્થની ભાવના કરવી એથી શું થાય ? ભગવાન ઉત્તર **સૂત્રમાં અર્થપૂર્વક જાપ કરનારને શો લાભ થાય છે તે કહે છે.**

**ततः प्रत्यक् चेतनाधिगमोऽप्यन्तरायाऽभावश्च ।**
એથી આત્માનો સાક્ષાત્કાર થાય અને વિઘ્નોનો અભાવ થાય.
ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ પણ ૐકારના જાપ વિષે લખે છે કે.
**ओमित्येकाक्षरं - ब्रह्म व्याहरन मामनुस्मरन्**
**य प्रयाति त्यजन देहं सयाति परमागति ॥**

અર્થાત્ જેમ પ્રસ્તાવનાના લેખકનું નામ લાલન છે પરંતુ તેના શાશ્વત અંતરાત્માનું નામ પ્રશમ છે. તેમ ઇશ્વરનું નામ બ્રહ્મ છે. અને તેમનું અંતરાત્માથી સ્વરૂપ ૐ રૂપ એકાક્ષરી નામ છે. અને આ ૐનું વારંવાર સ્મરણ કરનારના સંબંધમાં ભગવાન કહે છે કે દેહ ભાવો ત્યજી અંતરભાવ ગ્રહી તે પરમભાવને પામે છે.

શાસ્ત્રમાં જાપ ચાર પ્રકારના કહેવામાં આવેલા છે. **१वाचकजाप २उपांशुजाप ३मानसजाप ४ध्यानजजाप.** વાંચક જાપ અન્ય શ્રવણ કરે તેવી રીતનો થાય છે ઉપાંશુ પોતે શ્રવણ કરી શકે એવા સૂક્ષ્મ સ્વરે થાય છે. માનસજાપ હૃદયથી થાય છે. અને ધ્યાનજ જાપ નાભિથી થાય છે. વાંચક જાપ કરતાં ઉપાંશુનું દશગણું ફળ છે. ઉપાંશુ કરતાં માનસ જાપનું દશગણું અને માનસ કરતાં ધ્યાનજનું દશગણું ફળ શાસ્ત્રમાં લખ્યું છે. અર્થાત વાંચક જાપ ૧૦૦૦૦ કરીએ અને ધ્યાનજ જાપ એક કરીએ તેનું ફળ સરખું થાય છે. કારણ કે વાંચક જાપમાં જે સ્થિરતા હોય છે તેના કરતાં ધ્યાન જાપમાં ૧૦૦૦૦ ગણી સ્થિરતા તથા શાંતિ આવી રહે છે અને શાંતિમાં કરેલી ઇચ્છા સંકલ્પનું સ્વરૂપ લઇ તુરત ફળ આપે છે.

બીજા વિચાર ન કરતાં માત્ર જાપના ધ્યેયનું જ

ધ્યાન કરી સ્મરણમાં એકરૂપ થતાં શીઘ્ર ફલપ્રદ થાય છે. વળી આપણે મનુષ્યને ચાર પ્રકારની વાણી છે. મુખેથી ઉચ્ચારાતી વૈખરી. કંઠમાં થતી તે મધ્યમા. હૃદયમાં પરા. અને નાભિમાં પશ્યંતિ વાણી રહે છે. આ પ્રકારને પણ લક્ષમાં રાખી જાપ કરવામાં આવે તો વૈખરીવાણીના કરતાં મધ્યમાના જાપ દશ ગણા ફલ પ્રદાયી મધ્યમા કરતાં પરાના દશગણા અને પરા કરતાં પશ્યંતિના દશગણા લાભોત્પાદક થાય છે.

જેમ માળાઓના મણકાઓમાં મેરૂ શ્રેષ્ઠ છે. તેમ સર્વ જાપોમાં અજપા જાપ શ્રેષ્ઠ ગણાય છે. એ અજપા જાપનો એવો પ્રકાર છે કે તે જાપ આપણે કોઇપણ ગ્નાત વાણીઓથી કરવા પડતા નથી. આપણે શ્વાસ હરપળે લઇએ છિયે. અને મુકીએ છિયે લેતી વેળા સ્વાભાવિક સો એવા શ્વાસમાંથી અવાજ ઉઠે છે. (આપણે શાંત થઇ સાંભળવા ઇચ્છીએ તો આપણને સંભળાય પણ છે.) અને શ્વાસ મૂકીએ તે વેળા દમ એવો ઉચ્ચાર નૈસર્ગીક રીતે થાય છે. અર્થાત શ્વાસને પ્રશ્વાસ મળી સોહમ એવા ઉચ્ચારરૂપ જાપ વગર પ્રયાસે થયા કરે છે. સોહમ શબ્દનો અર્થ-ભાવ એ છે કે તે આપણા અંતરતળમાં રહી જેનો જાપ અંદર ચાલે છે. તે જાપ સાંભળનાર સ્વરૂપ આપણે છીયે. તે આપણને કહે છે કે જેને તું શોધે છે તે હું છુ આ જાપ એકશો આઠવાર બીજા કોઇપણ વિચારના અંતરાય વિના દરરોજ જ્યારે સાધક સાંભળી શકે છે અને હુંના પરમ ધ્યાનમાં તન્મય થાય છે. ત્યારે તેનો અજપા જાપ સિદ્ધિરૂપ ફળ આપે છે. આ મહાન ફળ સાધકને સત્વરપ્રાપ્ત થાઓ એ ઇ. શુભાશા સહ વિરમાય છે. ફતેહચંદ કપૂરચંદ લાલન

# निवेदन.

**ઈશ્વરને મળવાનો માર્ગ** હોઈ શકે ? હા માર્ગ તો દરેકને માટે હોય છે. ગુપ્ત અને છાનું તો આ જગતમાં કાંઈજ નથી. સુખ સંપત્તિ જ્ઞાન આરોગ્ય એ સર્વને માટે માર્ગો ખુલ્લા મૂકાયલા હોય છે. આપણી અંતઃકરણની અજ્ઞાનતાને લઇ આપણને માર્ગો ન જણાય એટલુંજ. માર્ગો કાંઇ ગુપ્ત હોતા નથી માત્ર આપણા નેત્રના પડળોજ તેના ઉપર પડદાઓ નાંખે છે અને આપણે પછી તે જોઇ શકતા નથી.

એક પારદર્શક કાચની હાંડીમાં દીપકનો પ્રકાશ ઝગઝગતો હોય તે સર્વ જોઈ શકે છે. પણ તેના ઉપર જ્યારે કાળું આવરણ નાંખવામાં આવે ત્યારે તે પ્રકાશ જોવાતો નથી. તેજ પ્રમાણે અંતઃકરણમાં જ્ઞાનજ્યોતિ ઝળહળી રહેલી હોય છે. પણ તેના ઉપર અજ્ઞાનતાની છાયારૂપ પડદો નાંખવાથી એ જ્યોતિના પ્રકાશને ઢાંકી દીધેલો છે.

મનુષ્યને કંઇ પણ કરવાનું છે તો આ ચૈતન્યજ્યોતિના પ્રકાશને પોતાનામાં ઝળકારા મારતો પ્રકટ રાખવાનો છે. સંસ્કારના પડદારૂપી કાળાશો તેના ઉપર ન પડે તેની સાવધાનતા રાખવાની છે. એ સાવધાનતાનાબળેજ આપણે પ્રકાશના દર્શન કરી શકીશું ? જે સત્ય છે તેજ સત્યરૂપે જણાશે. દોરડીમાં સર્પમાની બેસવારૂપ ભ્રાંતિનો નાશ થશે. અને આપણે ઝપાટાબંધ આગળ ધપતા જઇશું.

જ્ઞાનદ્રષ્ટિ પ્રાપ્ત થયા પછી વિચારવામાં આવે કે ઇશ્વરને મળવાનો સુલભ માર્ગ કયો ? તો તેનો નિર્ણય કરતાં જેમ

રોગને મળવાનો માર્ગ અતિ ભોગ છે. અને આયુષ્યને મળવાનો માર્ગ યોગ છે. તેમ ઇશ્વરને મળવાનો માર્ગ એક જપજ છે. હિન્દુસ્તાનના વોઈસરાય જેમ સમ્રાટના પ્રતિનિધિ રૂપ છે. અને એક રીતે ગણીએ તો સમ્રાટનુંજ મુખ્ય અંગ છે તેમ જપ એ ઇશ્વરનો પ્રતિનિધિ છે. ઇશ્વરની પાસે જવાનું, ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાનું તે એક સબળમાં સબળ સાધન છે. અને આ સાધનના સંબંધમાં કાંઇક અભિરૂચી પ્રકટાવવા આજના પુસ્તકનું પ્રાકટય છે.

ઇશ્વરને મળવું એટલે શું? ઇશ્વરને મળવું એટલે તેમનો સાક્ષાત્કાર કરવો. તેમના દર્શન કરવા. મનુષ્યનું પરમ ધ્યેય ઇશ્વરને મળવામાંજ સમાઇ જાય છે. યોગીઓ, જ્ઞાન મુમુક્ષુઓ, સંસારના વિવિધ પ્રકારના તાપોથી દગ્ધ થએલા મનુષ્યો તેમના દર્શન કરવાની અભિલાષા ધરાવે છે. ઇશ્વરને મળવામાં તેના સાક્ષાત્કારના માર્ગને સાધવામાં મતમતાંતરને સ્થાન નથી. સનાતની કે આર્ય સમાજી, બુદ્ધ કે જૈન, પારસી કે મુસલમાન કે ખ્રિસ્તી એ સર્વ ધર્મને માનનાર પ્રજા ઇશ્વર દર્શનની અભિલાષામાં તો એકજ છે. પોત પોતાના ઇષ્ટદેવોને ભલે તે જુદા જુદા નામે સંબોધતા હોય પણ આખરે તે ઇષ્ટદેવ ઇશ્વરનું સ્વરૂપ છે એમ માનવામાં તેઓ જુદા નથી. આધુનિક જેલોમાં સર્વ કેદીઓને સાથે ઉભા રાખી સરકારની મહત્તા જણાવવા ખાતર બોલાવવામાં આવે છે કે 'સરકાર એક હૈ' તેમ સર્વ ધર્મના પ્રવર્તકો આખરે તો એમજ જણાવે છે કે ઇશ્વર એક છે.

ઇશ્વરને મળવાથી શું થાય છે ? જીવનું જીવપણું ટળી જાય છે. સંસાર ધુંસરીના ભારને ખેંચતા આપણે દિવસો નિર્ગમન કરીએ છીએ તેનો ભાર ઇશ્વર દર્શનથી ટળે છે. સંસારના વિવિધ તાપોની જ્વાળા ત્યાં નથી. ભવાટવિનો ફેરો મટે છે. અને આખરે આપણે તેમનાથી એક થઇએ છીએ.

આવા મહાન લાભને પ્રાપ્ત કરવાને માટે જગતભરના મનુષ્યો ? આવો, આપ સર્વને સપ્રેમ આમંત્રણ છે. જપના માર્ગને અનુસરો. તેનાથી તમે ઇશ્વરના દર્શનને પામી શકશો, તમારા સઘળાં દુઃખોને નિવારી શકશો અને તમે પૂર્ણતાએ આવશો. આ પુસ્તક તમને તમારા અનુભવ માર્ગમાં માર્ગ-દર્શક થઈ પડશે તો તેની પ્રસિદ્ધિ યોગ્ય કહેવાશે.

જપ કરો તે હૃદયના ભાવપૂર્વક કરજો. મંત્ર બોલતાની સાથે તે મંત્ર દેવતાનું સ્વરૂપ મતિમાં આરૂઢ થવું જોઇએ. સોની સુવર્ણને ભઠ્ઠીમાં તપાવી કસોટી કરે છે તેમ મંત્રને મનરૂપી ભઠ્ઠીમાં નાંખી ખૂબ તપાવવો જોઇએ. જ્યાં સુધી શરીરના અણુએ અણુ મંત્રમયતા પામ્યા નથી ત્યાં સુધી ઇષ્ટ સાક્ષાત્કાર પણ નથી. જળમાં તેલનું ટીપું નાંખતા તે જેમ સર્વત્ર ફેલાઇ જાય છે તેમ તમારા ચિત્ત સરોવરમાં ગુરૂથી પ્રબોધેલો મંત્ર ફેલાઇ ગયલો હોવો જોઇએ. ગર્ભ જેમ કુદરતી રીતે દિવસે દિવસે વિકાસ પામતો જાય છે તેમ મંત્રજાપીએ પોતાના મંત્રને પણ વધારે વધારે વિકાસ પામતો કરવો જોઇએ. વિવિધ વાસનાની જાળોને જે કાપે તેજ વિદ્યા તે પ્રમાણે જીવનના સંસ્કારોને તોડવા દૃઢભાવ પૂર્વક જપાશે,

હોય તેજ સાચો મંત્ર જાપ છે. જપરૂપ યજ્ઞમાં સિદ્ધિ પ્રાપ્ત કરવાનું દ્વાર વૈખરી વાણી નહિ પણ મધ્યમા વાણીથી ઇષ્ટાર્થ સધાય છે. અને તેથી અભ્યાસકે પોતાના જાપને વૈખરીથી આરંભીને ઉત્તરોત્તર અધિક અધિક આગળ મધ્યમા, પરા પશ્યંતિમાં લઇ જવાની જરૂર છે.

મંત્રશાસ્ત્ર સાચું છે. પણ તેને શોધનાર ક્યાં છે? લૈકિક વિદ્યાને પ્રાપ્ત કરવાને માટે જેમ વિદ્યાર્થી સતત અભ્યાસને સેવે છે તેનાથી શતાંસ અભ્યાસ પણ મંત્રનો કરવામાં આવે તો તે ફળ આપ્યા વિના રહેતા નથી. અંતઃ-કરણની ઉત્સુકતા તેને માટે જોઇએ. કેટલીક વખત આ ઉત્સુકતા શરૂઆતમાં હોય છે અને પાછળથી વખતના વહેવા સાથ મંદ પડી જાય છે. તેમ થવાથી મંત્રની ચૈતન્યશક્તિ કાંઇ પ્રતિતિમાં આવતી નથી.

તમારે તમારા મંત્રની સિદ્ધિ અનુભવવી હોય તો તમને પ્રતિપાદ્ય થએલા મંત્રની એક ગરડ બનાવો. *(ગરડ એટલે શું? એકને એક રસ્તામાં વારંવાર ગાડાઓ જવાથી જ્યાં ગાડાના પૈડાં ફરે છે તે રસ્તો દબાઇને માર્ગ પડી રહે છે. તેને ગરડ કહે છે.) અને એ ગરડમાં પછી આગળ ધપતા જાઓ. વૈખરી વાણીનો જાપ એ એક પ્રકારની ગરડ બનાવવાનો પ્રથમનો માર્ગસૂચક ઉપાય છે. તે જેમ જેમ જપાતો જાય તેમ તેમ રસ્તો સરળ થતો જશે. પછીથી એ વૈખરી જપને તમારે તમારા પોતાનામાંજ ઉતારવાના છે.

વૈખરી જાપને આજે કેટલાક માણુસો વાણીનો મિથ્યા લવારો અથવા વાણીની કસરત કહે છે. પણ તેમ કહેવામાં તેઓ પોતાનું અજ્ઞાનજ પ્રકટ કરે છે. જપના શબ્દો એ વાણીનો લવારો નથી પણ નિયત કરેલા ધ્વનાત્મક શબ્દોનું ઉચ્ચારણ છે. અને આ ઉચ્ચારણના કંપનથી ધારેલું પરિણામ પ્રકટાવી શકાય છે. આખા વિશ્વને ખળભળાવવું હોય તો આવાજ કંપનોથી ખળભળાવી શકાય છે.

સાધકના ચિત્તમાં અદ્ભુત સામર્થ્ય મંત્રજ પ્રકટાવે છે પણ તે કયારે ? કહેવામાં આવે છે કે સ્વાતિ નક્ષત્રમાં માછલી ચત્તી હોય અને તેમાં વરસાદનું બિંદુ પડે તો તે મોતીને પ્રકટાવે છે તેજ પ્રમાણે મંત્ર જાપ વખત સાધકનું ચિત્ત ચત્તુ હોય મંત્રનું સામર્થ્ય ગ્રહણ કરવાને માટે સંવેગવાન હોય તોજ તેને તે સામર્થ્ય જણાય છે. બાળકના અંતઃકરણની માફક રાગદ્વેષથી પર થઇ જાપમાંજ મન વાણી અને બુદ્ધિ એ ત્રણની ત્રિપુટી એકત્ર કરાય તો તે મંત્રના આરાધ્ય દેવની મગદૂર નથી કે તમારી પાસે આવ્યા વિના રહી શકે.

મંત્રનો અર્થજ એ છે કે તેનું જે મનન કરે તેનું ત્રાણ-ઉદ્ધાર કરવો. તમને જે જાપ પ્રાપ્ત હોય તેને તમારા આત્મબિંબમાં ઉતારવાને પ્રયત્ન કરતા રહેજો અને તે પછીના વખતમાં પણ તમારૂં વર્તન તેને અનુરૂપ હોવું જોઇએ. એક કલાક શાંતિના વિચાર કરી તમે શાંત થવાનો પ્રયત્ન કરો અને તે ક્રિયામાંથી ઉઠયા પછી તમારૂં કોઇએ નુકસાન કર્યું હોય અને તમે અશાંત થઇ જાઓ તે નુકસાન કરનારની

સામે ધ્રુરકો તો જાણવું કે તમે શાંતિ માટે ગાળેલો કલાક વ્યર્થ ગયો છે.

અરણીના કાષ્ટનું મંથન કરવાથી તેમાંથી સ્વતઃ અગ્નિ ઉત્પન્ન થાય છે તેજ પ્રમાણે વૈખરી વાણીથી શરૂ કરવા માંડેલો જાપ સાધકને મધ્યમામાં ઉતારતા તેનામાં એક પ્રકારનો ચૈતન્ય અગ્નિને પ્રકટ કરે છે. અવિદ્યાત્મક મન વિદ્યાત્મક બને છે. વાસનાની જાળો કપાય છે. અને કર્મ ગ્રંથિઓનું દહન થાય છે.

કયો મંત્ર સત્વર સિદ્ધિપ્રદ થાય અને અભ્યાસકને વહેલું ફળ જણાવે. તો તેના ઉત્તરમાં તો પ્રથમ એજ કહેવાનું કે ગુરૂથી પ્રબોધિત અધિકાર જોઇને આપેલો મંત્ર સત્વર સિદ્ધિને આપે છે. અને તે પ્રસંગ જ્યાં સુધી ન મળી શકે ત્યાં સુધી તો સાધકે જે મંત્ર જપતાં અંતઃકરણમાં સત્વ શુદ્ધિ જાગે, તેનોજ જાપ ચાલુ રાખવો જરૂરી છે. જે મંત્રના અધ્યયનથી જે મંત્રના ચિંતનથી સ્વયં જ્ઞાનાગ્નિ જાગી અંતઃકરણના કામ ક્રોધ, મોહ, લોભ ઇત્યાદિ કિલષ્ટ ભાવો નષ્ટ થાય તેજ સાચો મંત્ર છે. અને તેજ મંત્ર ખરેખરો વિદ્યાત્મક છે.

વિદ્યાત્મક મંત્રજાપી કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના રસ્તેથી ચાલ્યો જતો હોય તો પણ તેના મુખ ઉપરના ઓજસને લીધે જોનાર તેની પરિક્ષા કરી શકે છે.

મંત્રને વિદ્યાત્મક કરવાની યોજના સંબંધી લખાયું છે કે મંત્રની દેવતા સાધકના ચિત્તપ્રતિ વીજળીની માફક વેગથી ધસે ત્યારે જાણવું કે એ મંત્ર વિદ્યાત્મક થયો છે. મંત્રના શબ્દોના રટણ વડે મંત્ર દેવતાને જગાડાય છે. 'નારાયણરાવ'

શબ્દ કહેતાંની સાથે જેમ નારાયણરાવ નામનો માણસ આવીને ઉભો રહે છે. તેમ મંત્રોના શબ્દો દ્વારા તે મંત્ર દેવતાનું આરાધાન થતાં તે સાધકનો ભાવ અને ભકિત જોઇ હાજરા હજુર આવીને ઉભા રહે છે.

હવે આ પુસ્તકની ઉત્પત્તિ સમ્બંધમાં એક બે વ્યાવહારિક પ્રસંગો જણાવીશ.

ગત વર્ષના ફાલ્ગુન માસમાં શ્રી શ્રેયઃસ્સાધક અધિકારી વર્ગના સાધન સમારંભ નામના ઉત્સવમાં અમદાવાદ પાસે આવેલા અશલાલી ગામે ભાગ લેવા જવાનું થતાં તે પ્રસંગે આચાર્યશ્રી શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી ભગવન્ તરફથી જે મનન કરવા યોગ્ય વ્યાખ્યાનો થયાં હતાં તેની ટુંક નોંધ ખાસ કરીને આ લેખક તરફથી લેવામાં આવેલી તે લખવાની સરૂ કરી ત્યારે તેનું આટલા મોટા રૂપમાં પુસ્તકરૂપે પરિણામ પામશે એવું ધારેલું નહિ. કેમકે તે નોંધ ઘણીજ ટુંકી હતી. પછીથી લખવાનું શરૂ કરતાં ઇશ્વર કૃપાથી જપના વિષય સંબંધી અન્ય પણ સ્ફુરણ થતું ગયું. અને તે સર્વનું એકત્ર પરિણામ આ પુસ્તકદ્વારા સ્થુલરૂપમાં અસ્તિત્વમાં આવ્યું છે.

પુસ્તક છાપવાની શરૂઆત કરતી વખત એક ફોર્મ છપાયો હતો તેની એક નકલ અમારા શુભેચ્છક અને અમારા કાર્ય પ્રતિ સહાનુભૂતિની લાગણીથી જોનાર શ્રીમાન શેઠ મુલજીભાઇ દામોદર (મુંબઇ) પ્રતિ મોકલવામાં આવી તેમને તે ઘણું પસંદ પડયું પરંતુ પુસ્તકની સંપૂર્ણ રૂપમાં પ્રસિદ્ધિ જોવા તેઓ આ દુનિયામાં રહ્યા નથી તે અફસોસકારક છે. તેમના સુપુત્ર શ્રીયુત

વસનજીભાઇએ આ પુસ્તકની ૧૫૦૦ પ્રતો લઇ પોતાના સદ્‌ગત પિતાની પસંદગી આ પુસ્તક ઉપર સારી હતી એ દર્શાવી આપ્યું છે અને તે પ્રસંશનિય કાર્યની નોંધ આ સ્થળે લીધા વિના ચાલતું નથી.

મંત્ર દેવતાનું સ્વરૂપ તમારા ચિત્તમાં અખંડ જાગ્રત થાઓ તેમની મૂર્તિને હૃદયમાં રાખો અને સાચા બ્રહ્મવર્ચસને પ્રાપ્ત કરી જગતમાં પૂર્ણકામ થઇ રહો એવી અભિલાષા પૂર્વક ॐ सहनाववतु सहनौ भुनक्तु सहवीर्यं करवावहै तेजस्विनावधितमस्तु मा विद्विषावहै.

સંવત ૧૯૮૧<br>માઘ વદ ૧૪<br>મહાશિવરાત્રિ<br>રવિવાર<br>વિશ્વજ્યોતિ કાર્યાલય<br>અડાજણ.

પ્રભુશંકર નરભેરામ વ્યાસ.





उदारचित स्वर्गस्थ श्रीयुत मूळजी दामोदर मुंबई.

જન્મ. સંવત ૧૯૧૯ અવસાન સંવત ૧૯૮૦

Lakshmi Art, Bombay. 8

श्री द्वारकाधीशो विजयते:

शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशम् ।
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभांगं ।
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानं गम्यं ।
वन्दे विष्णुं भवभयहरं सर्व लोकैकनाथम्‌: ॥

સદ્‌ગત શેઠશ્રી મૂળજી દામોદરનું ટુંકું જીવન.'

# વૃત્તાન્ત.

"જનનિ જણજે હરિજન, કાં દાતા કાં શૂર."

એ પ્રાર્થના જાણે કાઠીઆવાડમાં આવેલા પોરબંદર કે જેને વૈષ્ણવો શ્રીકૃષ્ણના પરમ ભક્ત સુદામાજીની જન્મભૂમિ ગણી સુદામાપુરી નામે ઓળખાવી રહ્યા છે તે શ્રી સુદામા પુરીએ સાંભળી હોય અને શ્રી કૃષ્ણના યદુવંશી ચંદ્ર કિરણોને શ્રી સુદામાના સ્મરણમાં અલ્પાંશે બીજરૂપે સમતાથી ચંદ્ર કલાની અભિવૃદ્ધિ સધાવવા ઇચ્છા હોય તેમ સામાન્ય સ્થિતિના પણ ગુણમંદિર દામોદરભાઇને વિક્રમ સંવત ૧૯૧૯ના **मासानां मार्गशीर्षोऽहम्** માર્ગશીર્ષ માસની શ્રી કૃષ્ણના સંપૂર્ણ પિતૃ તર્પકદિનાંશે અમાવાસ્યા તિથિએ સર્વાત્મક પ્રબળપ્રદ રવિવારે પુત્ર પ્રાપ્તિની વધાઇ મળી. નામાધિકરણમાં સિંહ રાશી આવી તેથી **धर्मो मूलं मनुष्याणाम्** મનુષ્યોએ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ સાધવાના છે. તેમાં મૂલ ધર્મ છે માટે પોતાનો પુત્ર ધર્મ પરાયણ રહે અને સર્વ સિદ્ધિ પામે એવી ભલી ભાવનાથી મૂળજી સંજ્ઞા આપી.

ગરીબ ઘરની સાદી સ્વાશ્રયથી ટકાવવાની શંકા ખમનારી અને નિરભિમાની રહેણીની તાલિમ આ શેઠજીને બાલ્યાવસ્થાથીજ પ્રાપ્ત થઇ પિતાની ફરજ ૧૫ વર્ષ સુધી પુત્રને પોષી સદ્વિદ્યા આપી સોળમે વર્ષે મિત્રભાવે અળગા પડી રસ્તે ચડાવવાની હોય છે તે પ્રમાણે વ્યાપાર પક્ષની શિક્ષા પૂરતી વિદ્યા મેળવી **उत्तमा आत्मन: ख्याता:** પોતે પોતાના કુળના અભ્યુદયને વધારવા "સંપત્ હોય તો ઘર ભલાં નહિં તર ભલો પરદેશ." એ કહેવતને માની મુમ્બાપુરીમાં ૧૬ મે વર્ષે આવ્યા. સોળમે વર્ષે મનુષ્યને સાન આવે એમ કહેવાય છે તે પ્રમાણે શેઠજીને સાન એવી આવી કે સત્યને। જય છે. માટે વ્યાપારમાં સત્યથી ખંતથી અને કુન્હેથી ધન પ્રાપ્ત કરવું. **धर्मात् धनं** ધર્મથી ધન મળે તેનું નામ ધન–એવી દૃઢ વૃત્તિથી મૂળજી શેઠ કાપડના વ્યાપારમાં યોજાયા **यतो धर्म स्ततो जय:** । એ સિદ્ધાંત તેમણે પાળ્યો તેથી શેઠજી કાપડના વ્યાપારીમાં નામાંકિત વ્યાપારી થયા. ધન મળતું ગયું તેમ ગૃહવ્યસ્થા કરવા માંડી મુંબઇમાપુરીમાં જગા બંધાવી. વિવાહિત થયા અને પોતાની ૨૩ વર્ષની ઉમરે પિતાને નિશ્ચિંતભાવે વૈકુંઠવાસી અનુભવ્યા. વ્યવહારની ધૂરી પોતાને શીર આવી તે સ્વસ્થતાથી વિવેકથી, અને સુખાકારીથી ઉઠાવી અને ૧૫ વરસની કારકીર્દિમાં પોતાનું ભવિષ્ય પ્રજ્વલંત યશસ્વી અનુભવ્યું અને ૩૦મે વરસે તેમના ધર્મપત્ની સૌ ગોમતીબાઇએ પુત્રને જન્મ આપ્યાની વધાઇ પામ્યા. આ પુત્ર **वसन्तोऽस्यासीत् आज्यं** એ મહા પુરૂષના બલિઅંશ નીવડશે એમ

અનુભવાયું તેથી **ऋतुनां कुसुमाकरः** એ શ્રી કૃષ્ણના તેજઃ પુંજના વિકાસનરૂપ આનંદના અનુભવ માટે વસનજી નામ આપ્યું. વસન્ત જેમ ગ્રીષ્મતાને લાવે છે તેમ આ પુત્રના જન્મથી લક્ષ્મીની ગરમી વધવા લાગી શ્રેહામ કુ. આદિના કપડના સેલ એજન્ટ તરીકે કામ કરવાની મ્હોટી હરિફાઇમાં ઉતર્યા અને વાલ્કેશ્વર રહેવા યોજના કરી. મોરારજી ગોકુળદાસની માર્કેટની સ્થાપના કરાવવામાં અગ્રગણ્ય થયા અને બે દુકાને તે માર્કેટમાં રાખી ધંધો ધમધોકાર ચલાવવા લાગ્યા. આ માર્કેટનું બળ ઓછું પાડવા માટે તેમને ખેરાવવા ઘણી લાલચો અપાઇ ધમકી અપાઇ પણ શેઠજી ટેકી હતા, ઇશ્વરને ભરોંસે કામ કરનાર હતા અને લાલચથી દબાય તેવા નહોતા માટે અક્કમપણે પોતાની ટેક જાળવી રહ્યા.

**सत्यमेव वृत्तं यस्य दया भूतेषु सर्वदा**
**काम क्रोधो वशे यस्य सलाधु: गण्यते बुधैः ।**

એવા સાધુ પુરૂષના જીવનને આદર આપનાર હોવાથી **मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम** એ ભાવને ખૂબ યાદ રાખતા. તેથી મુમ્બઇના મોહમાં ફસાતા નહી. કોઇપણ ઇન્દ્રિયના દુર્વ્યસનમાં ઝંપલાતા નહી. સંગ કોઇને રાખતાજ નહી. અને જો કદાચ સંગ થઇ જાય તો ખરા શુદ્ધ હૃદયના નિસ્પૃહ અને આનન્દી પુરૂષોને અવકાશને સમયે અનાયાસે પ્રાપ્ત થાય તો આનન્દથી વધાવતા હતા. શેઠજી કોઇ સાંપ્રદાયિક રાગ દ્વેષાત્મક આગ્રહી પન્થને માનતા નહી. વ્હેમીલા વિચારોને દૂર રાખતા. નીતિ અને હૃદય શુદ્ધિ સાથે

શારીરિક શુદ્ધિ, વસ્ત્રશુદ્ધિ, અને આહાર શુદ્ધિને સન્માનતા. શેઠજી વસનજીભાઇને એક નિષ્ઠાથી મુમ્બઇ યુનિવર્સિટીના બાહોશ ગ્રેજ્યુએટ બનાવ્યા. સારા સુશિલ શિષ્ઠ શિક્ષકોથી નૈતિક, ધાર્મિક, સામાજીક અને આર્થીક બોધ અપાવ્યો, અને તેમનું વેવિશાળ પોતાના બરોબરીઆથી કરાવી. "**यस्यैव समंवित्तं यस्यैवे समंबलं, विवाहश्च मैत्रोच तस्यैव समंभवेत् ॥** એ પ્રમાણપુરઃસર શેઠજી વસનજીને પરણાવ્યા પરંતુ આ લગ્ન થયા પહેલાંજ પોતે વિધુર થયા એટલે સં. ૧૯૬૮ની સાલમાં સૌ. શ્રીમતી ગોમતીબાઇ વૈકુણ્ઠ સધાવ્યાં. આથી શેઠજીને અ. સૌ. મોંઘીબાઇ પુત્રી અને વસનજીભાઇને રસ્તે ચડાવવાની જોખમદારી વધી તેથી તેમણે ખેત વાડીમાં એક બંગલો લીધો તે પછી રોયલ ઓપેરા હાઉસ પાછળ મેથ્યુરોડ ઉપર "સમર-હીલ" નામનું વિશાળ સ્વચ્છ નાજુક બાંધણીનું મકાન વસાવ્યું અને ત્યાં વસવા લાગ્યા સ્ત્રીવિયોગ અને પરિવારની ચિન્તા સાથે આર્થિક ઉપાર્જનમાં લક્ષ આપવું એ સંસ્કારી પુરૂષોને મહાસંકટરૂપ થાય છે. તે પ્રમાણેજ આ શેઠજીને ચેતવણી મળી અને જીવનની દોર ફેરવવા જરૂર જણાઇ તેથી. "**चलं वित्तं, चलं वित्तं चलं जीवित यौवनं, सर्व चलायमानंहि धर्मकीर्ती स्थिरे ध्वयम् ॥** આ અસાર સંસારમાં બધું ચાલતું અનુભવાય છે. એક ધર્મ અને કીર્તી અમર રહે છે આ બોધ સંગિન હૃદયમાં ઉતર્યો તેથી વસનજી શેઠને ધંધામાં ગોઠવવાની ચિન્તામાં પડયા. પુત્રને પોતે બાલક અવસ્થાથી ગૃહકેળવણી એવી યુકિતથી આપેલી

**कै वश्यश्च पुत्रः अर्थकरी च विद्या** એ ન્યાયે પિતાનું વચન તેનુંજ પાલન એજ પુત્ર ધર્મ એમ છેવટ સુધી તેમણે અનુભવ્યું.

ધર્મપુરા, મુખે મધુર દાને શૂરા સંતો સમજવા, ઇત્યાદિ સજ્જન પુરૂષોના ઉંચા ગુણો તેમનામાં હતા

**धर्मे तत्परता मुखे मधुरता दाने समुत्साहिता**
**मित्रेऽवञ्चकता गुरौ विनयिता, चित्तेऽतिगम्भीरता**
**आचारे शुचिता, गुणेरसिकता, शास्त्रेऽतिविज्ञानिता**
**रुपे सुंदरता हरौ भजनिता सत्स्वेव संदृश्यते ॥**

ઉપર બતાવેલા સર્વ ગુણો શેઠજીમાં છુપા દીપતા હતા. ઘર ખરીદવાના પ્રસંગમાં આ લેખકથી તેમને પ્રથમ સામાન્ય પરિચય થયો. તેમાં વિષ સ્વજનોના મુત્સદ્દી પેચમાં રેડાયું પણ વિષમાં અમૃત જોવું એ સાધુ પુરૂષોનું કામ છે. તેમ તે વિષ નિર્મૂલ થયું અમૃત પોવાયુ અને પરિણામે શેઠજી મી. હાથીના પરમ હિતેચ્છુ અને પોષક નીવડયા. **यद्स्म दीयं नहि तत्परेसाम** ॥ એ કથન આ શેઠજીના વર્તનથી મી. હાથીને અક્ષરશ અનુભવાયું મૂળજી શેઠે મી. હાથીને ખુલ્લા દિલેથી ગુણગ્રાહિથી વધાવી લીધા રાજકોટમાં નિર્વાહ સાધન અપાવવા શ્રમ લીધો. ત્યાં ન અનુકુળતા થઇ તેથી પોતાના પુત્ર સાથે શેર બજારમાં કામ માટે જોડવા તત્પરતા દાખવી "તમારા નાગરે દગો દીધો પણ અમે ન ભુલીએ કોઇનો હક્ક ન ડુબાવીએ" એમ હસતાં વિનોદમાં શેઠજી કહેતા અને સર અવસરે સારી સહાય પ્રેમપૂર્વક આપી આભારી કરતાજ આવ્યા.

શેઠજીના શુભ આશીર્વાદથી વસનજી શેઠે સ્વતંત્ર ધંધો ચલાવ્યો અને તે ધંધામાં વધુ યશ પ્રાપ્ત થયો જાણી શેઠજી નિવૃત્તિ પરાયણ થવા લાગ્યા યુરોપનું પ્રચંડ યુદ્ધ ચાલ્યું તે વખતે લડાઇનું ધન લોકો ખુબ કમાવા લાગ્યા. તે સમયે શેઠજીને અતિ ધન મેળવવાના યોગ આવ્યા. પણ શેઠજીના અન્તર આત્માએ તેમને હાયનું ધન લેવાની ભલામણ કીધી નહી તેથી શેઠે લોભ અને લાલચને લાત્ત મારી સુખી શેઠલો શાન્તિથી ખાઇ મનખો સુધારવા ઇચ્છયું. નિત્ય કર્મ આટોપી છાપાં વિગેરેમાંથી વાર્તાઓ વાંચી, સારા સારા ફકરા સાદી ભાષાના વાંચી તેમાં લખ્યા પ્રમાણે વર્તવા મંડયા. જીવન નિવૃત્તિ મય થઇ ગયું. કાવ્ય શાસ્ત્ર વિનોદમાં સમય વ્યતીતકરવા લાગ્યા છૂટથી સત્પાત્રને દ્રવ્ય આપતા થયા. સ્વચ્છતા, સુઘડતા અને સુંદરતાને સેવવા લાગ્યા. સમર હીલમાં એકાન્ત યોગની સમાધિમાં બેસવાની ન્હાની અગાસી બનાવી. બોધ પ્રદ ન્હાનાં ન્હાનાં પુસ્તકો છપાવી સારી શિખામણોની પત્રિકાઓ છપાવી જનસમાજમાં શાળાઓમાં લાયબ્રેરીઓમાં કોલેજોમાં વહેંચાવી. કન્યાઓ તથા વિદ્યાર્થીઓને વસ્ત્રો, વાસણો તથા પુસ્તકોથી મદદ આપતા રહ્યા અને પોતાના વૃદ્ધ જીવનકાકા ગયા એમ અનેક જીવોની ગતિઓનો ખ્યાલ કરતા મનુષ્યોના મનની પરીક્ષા કરતા પોતાના દેહનું એક દહાડો અવસાન અવશ્ય છે. એમ માની કેમ દેહનું વીસર્જન કરવું કેટલું કોને શું, શું, આપવું વિગેરે વ્યવસ્થાની ચોખવટ કરી તે પ્રમાણે અનુસરવા પુત્ર વસનજીને ચેતવી મુકયા. ઘર

આગળ પાણીનું પરબ બાંધ્યું. પક્ષીઓને માટે ચબુતર બંધાવ્યું. રાષ્ટ્રીય ચળવળના પૂર જોસમાં તેમણે હજારો રૂપીઆની ખાદીની ખરીદી કરી અને સાદાઇ, ઓછી જરૂરીઆત અને અંગ્રેજી અનુકરણનો તદન ત્યાગ એ ત્રણ મંત્રો જે મળતા તેના કાનમાં ફુંકતા. ફળ, ફુલ, વૃક્ષ આદિ વનસ્પતિનો શેઠજી સારો શોખ દર્શાવતા. અને તે માટે જાતે બગીચામાં કામ કરતા પોતાની હાજતો પૂરી પાડવામાં પોતેજ નિમિત્ત ભૂત થતા. સ્વતંત્રતાથી રહેવું પરાધીન રહેવું નહી એમ માની કુવેથી હાથે પાણી ખેંચી ન્હાતા. પોતાનાં વસ્ત્રો ધોતા આ પ્રમાણે અનેક ગુણનિધાન શેઠજીની રહેણી કરણીનો ખ્યાલ સહજ સુઝે છે.

वदनं प्रसाद सदनं, हृदयं सदयं सुधामुचा वाचः
करणं परोपकरणं, येषां केषां न तेवन्द्याः ॥

આવા નરરત્ન શેઠજી માટે શ્રી વિષ્ણુ ભગવાન પ્રતિ નમ્ર પ્રાર્થના એ છે કે.

બિહાગ.

શાન્તાકાર શ્રીધર ચિન્ત શાન્તિ આપજો.
ભુજંગ શયન ભૂધર, વિષ વૃક્ષ કાપજો,
(આ આખા મંત્રાર્થ માટે પાનું ૨૮ મું જુઓ)

વ્હાલા વાંચક વૃન્દ, ઉપર પ્રમાણે શ્રી વિષ્ણુ સ્તુતિનો અર્થ સમજી तत्रको मोहः कः शोक एकत्व मनुपश्यतः એવી એકતા, ઉત્કૃષ્ટતા અને ઉત્તમતા પામવા યત્ન કરી ધર્મથી અર્થ, ધર્મથી કામ અને ધર્મથી મોક્ષ પામવા તત્પર બનજો.

સ્વ. શેઠજી મૂળજીભાઈની ભાવના નરનારાયણ થાય છે એવી હોવાથી અન્તમાં નારાયણ તત્વની ધૂનમાંજ વિલીન થયા અને ઘરમાં ગૃહસ્થાશ્રમના સર્વ ભોગોમાં પુત્ર પરિવારને મૂકતા ગયા માટે અભ્યુદય એટલે—

**सानन्दं सदनं सुताश्च सुधियः कान्तामधुरभाषिणी**
**सन्मित्रं स्वधनं स्वयोषितिरतिश्चाज्ञा परा सेवकाः**
**आतिथ्यं प्रभुपूजनं मिष्टान्नपानं प्रतिदिनं गृहे**
**साधोःसंगमुपासतेहि सततं धन्यो गृहस्थाश्रमः ॥**

અને નિશ્ચયસ એટલે—**तरतिशोक मात्मवित्** એ બોધથી અન્તર વૃત્તિથી જીવન ગાળનારને—

**यस्त्वात्मरतिरेवस्यात् आत्मतृप्तश्च मानवः**
**आत्मन्येव च संतुष्ट स्तस्यकार्यं न विद्यते ॥**

એ ભાવનાથી અકર્તારૂપ બની **यद्विष्णोः परमंपदं यद्गत्वान निवर्तन्ते तद्धाम परमं मम** એ સ્થિતિને અનુભવવા શ્રી કૃષ્ણના વંશજ શેઠજીએ જાણે **"मधुरेण समापयेत्"** એ વિધિને અનુસરવા ધારેલ હોય તેમ શેઠજી પોતે દાદા થયા ન્હાના થયા. પુત્ર પુત્રીના યૌવન સુખના ઉલ્લાસને વિકાસતા થયા માટે કાલની નશ્વર બાજીથી ચેતતા થયા અને પ્રાણોત્ક્રમણના સંયોગોના ભણકારાથી સાવધ થઇ ૧૫ દહાડા પહેલાંથી પોતાને પચગીનીમાં શરદી લાગી તે અંગે શારીરિક ઉપદ્રવો થયા તેને નિમિત્ત ગણી મહાપ્રયાણની તૈયારી કરી. સંસાર અસાર છે. દેહની મમતા ખોટી છે. હવે દેહની રક્ષા

કરવા ઔષધોપચાર કરવા ઠીક નહિ ગણ્યા. કેવળ ભગવત્ **શરણુને** આધીન રહી શારીરિક આહાર આદિ વ્યવહાર છોડી દીધો. ગંગા-જળ શ્રી હરદ્વારથી મંગાવ્યું અને **आत्मानंचेत् विजानीयात् "अयमस्मि स पुरुषः । किमर्थं कस्यकामाय शरीरं मनुसंज्वरेत्"** એ શ્રુતિના ભાવને દર્શાવવા લાગ્યા. વ્યવહાર દૃષ્ટિએ **औषधं जाह्नवीतोयं वैद्योनारायणो हरिः** એ લોકવાયકાને પાળતા થયા. પ્રારબ્ધ ભોગનો શેષ અનન્ત ચતુર્દશી

ભાદ્રપદ ૧૪ સંવત ૧૯૮૦ના દહાડે શ્રી ગજાનન વિસર્જનના મુંબઇના ચોપાટીના જનમેળાના ઉલ્લાસ વાજિંત્ર **અને સાગર** દેવ વરૂણુને પાર્થિવ દેવ ગણેશના યોગમાં **यन्नवाचौनिवर्तन्ते अप्राप्य मनसा सह** તેમ વાણીને મનમાં લીન કરવાથી અને મનને બુદ્ધિમાં લીન કરવાથી અને જ્ઞાન મહાન્ આત્મમાં સમેટવાથી તેને શાન્ત આત્મામાં તન્મય કરવાથી માનવ જન્મની મુસાફરી સફલ થાય છે **यच्छेद्वाङ्मनसिप्राज्ञः तद्यच्छे** જ્ઞાનમાત્મત્તિ એ શ્રુતિના ભાવ સાધતા થયા તેથી અવાચક જણાયા પણુ સર્વ રીતે સમજતા

જણાયા ખુલ્લી દૃષ્ટિથી આજુબાજુના વ્યવહારોના સાક્ષી રૂપે જણાતા થયા. દેવગૃહને જેમ સુગન્ધી પદાર્થોથી ધુપ દીપ આદિથી પ્રકાશમય બનાવ્યું હોય અને શ્રી અદ્વૈતામ્રત વૃષ્ટિથી અભિષેકાતું હોય તેમ શેઠજી પાસે શાન્તિ ફેલાવતી સાત્વિક ભાવના વધારતી સર્વ સામગ્રીથી પોતાના યોગ્ય પુત્રની પૂજા પામતાં હતા શ્રીમદ્ ભગવદ્ ગીતાનું શ્રવણુ કરતા હતા. પણુ અનન્ત તો પ્રવાહરૂપ જગત પણુ છે. માટે તે અનન્તં

તાને મિથ્યા જાત ગણી ત્યાગીઓના ચાતુર્માસની બધી છોડનાર ચંદ્રની પૂર્ણકલાથી પૂર્ણતા આરાધતા શેઠજીએ કૈવલ્યોપનિષદ નારાયણ ઉપનિષદ્ વિષ્ણુ સ્તવનના પાઠો સાવધતાથી સાંભળ્યા તેનું મનન કરી ભાદ્રપદની પૂનમના મધ્યાન પછી બે વાગે શનિવારના શુભ ચોઘડીઆમાં વિદેહ દેખાયા અને પોતાના દેહને સુખડના યોગમાં શ્રી કૈલાસ તત્ત્વના વિભૂતિ ભોગમાં શ્રી વાલકેશ્વરની સાંનિધ્યમાં **" अग्निनय सुपथा राये "** એવી પ્રાર્થનાપૂર્વક અગ્નિદાહ કરવા શેઠજી વસનજીભાઇને ભલામણ કરેલી તેવીજ રીતે અન્ન, વસ્ત્ર, દાનાદિની વિધિ પૂર્વક સ્વપંચ ભૂતોને સોંપાવ્યો. આવી રીતે ઇશાવાસ્ય ઉપનિષદ્‌નો બોધ શેઠજીના અમાવાસ્યાના જન્મેથી, સામાન્ય બુદ્ધિના સંભૂતિ અને અસંભૂતિના ઉપાસનથી, અવિદ્યા અને વિદ્યાના પ્રયાસથી, પૂર્ણિમાના દેહાદર્શનના વિલાસથી **मागृधः कस्यस्विद्धनं** એ આજ્ઞાનુસાર નીતિ, મહેનત, નિષ્ઠા અને રહેમથી મેળવેલ ધનની તૃષ્ટિથી દુધ દહીંની ચડતી કળાની પુષ્ટિથી વિદ્લજ્ઞાની પુરૂષના પ્રસંગોપાત સત્સંગના બળથી સંપ્રાપ્ત થયેલ સુક્ષ્મ દ્રષ્ટિથી ઘોડાગાડી મોટરઆદિ સાધનમાં ગોધનની ભરા ભક્તિથી અને સ્વાશ્રિતોનાં સન્માન અને સુખસંપત્તિથી વિરામ પામતા પોતાનો પાઠ પૂરી રીતે ભજવવી જઈ **ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमिदच्यते** એ શાન્તિ પાઠ સેવવા પરલોક વાસી થયા. અને સુપુત્ર પરિવારને સન્માર્ગે પ્રવર્તવવા સદબોધ રૂપી ખરું ધન પણ આપતા ગયા.

શ્રીયુત મૂળજીભાઇનો આત્મા સર્વને ધર્મ માર્ગમાં પ્રેરી અને શ્રીકૃષ્ણની ભક્તિનો મહિમા દિનપ્રતિદિન વધારી તેનો આપેલ બોધ શુદ્ધ હૃદયથી વર્તનમાં મૂકી ભારતભૂમિમાં જન્મ પામનાર સર્વ પ્રજા સુખ સંપત્તિપૂર્વક અવિનાશી પરમ સુખરાશિ શાન્તિસ્વરૂપ:ને સ્વીકારો. इति शम्.

લી૦ શુભેચ્છક,

**ગુલાબરાય કલ્યાણરાય હાથી.**

શ્રી સદ્ધર્મ ભાસ્કર (શારદાપીઠ)
શ્રી સનાતન ધર્મોદ્ધારિણી સભાના માનદ મંત્રી (મુંબઇ)
શ્રી મૂર્તિદીક્ષા કે ભારત પ્રબોધના કર્તા તથા પ્રકાશક.
શ્રી પ્રપંચ પરિમલના લેખક.



श्री લક્ષ્મી નારાયણાભ્યાંનમ:

शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभांगम् ।
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यं
वन्दे विष्णु भवभयहरं सर्वलोकैकनाथम् ॥

<u>મંત્રાર્થ.</u> રાગ બિહાગ.

શાન્તાકાર શ્રીધર ચિત્ત શાન્તિ આપજે,
ભુજગશયન ભૂધર વિષ વૃક્ષ કાપજે. ૧
પદ્મનાભ પ્રાણનાથ પુષ્ટિ આપજે,
સુરેશ સ્વયં પ્રકાશ સંશય સકલ કાપજે. ૨
વિશ્વાધાર યોગક્ષેમ પૂર્ણ આપજે,
શ્રદ્ધા ભક્તિનાં વિરોધી મૂલ કાપજે. ૩
ગગન સદૃશ ગોવિન્દ ગતિ વ્યાપક આપજે,
મેઘવર્ણ મુકુન્દ માયા વરણ કાપજે. ૪
શુભાંગ લક્ષ્મીકાન્ત સુન્દર ભોગ આપજે,
કમલનયન ધ્યાન ગમ્ય ભેદ કાપજે. ૫
વિષ્ણો લીલાધારી વસ્તુ બોધ આપજે,
ભવ ભય હર લોકનાથ ભ્રાન્તિ કાપજે. ૬
આપ્તકામ પૂરણ બ્રહ્મ પદ્ધી આપજે,
આ બાલવૃદ્ધ કેરી ભવાટવી કાપજે. ૭
વન્દી ચહે બાલ ગુલાબ શરણ આપજે,
ગૃહી સુવાસ કામ ક્રોધ કંટક કાપજે. ૮

**શાન્ત આકાર**—વ્યવહારમાં લક્ષ્મીનો યોગ ઉત્તમ હોય તો ચિત્ત સ્વસ્થ રહે અને પરમાર્થમાં સરસ્વતિનો યોગ ઉત્તમ હોય તો ચિત્ત તૃપ્ત અને પરમ શાન્તિમય રહે. આ બન્ને યોગ વિષ્ણુ ભગવાનમાં હોવાથી શાન્ત આકારવાળા કહેવાય છે. એ સુચવવા શ્રી એટલે લક્ષ્મી અને સદ્‌વિદ્યા તેના ધારક શ્રીધર એ પદથી કહ્યા છે. અને લક્ષ્મી તથા સરસ્વતી બન્નેના યોગ માટે પ્રાર્થના કરવામાં આવી છે.

**ભુજગ શયન**—વિષ્ણુ ભગવાન્ ભુજગ શયનવાળા કહેવાય છે તેનું કારણ એ છે કે ભુજગ વિષમૂર્તિ ઝેરનું ઘર એવા ઝેરના ભંડાર ઉપર શયન એટલે પથારીની બેઠક આરામનું સાધન એટલે સંસાર ઝેરનું ઝાડ છે. દુઃખથી ખીચોખીચ ભરેલો છે તે જેમાંથી ઉત્પન્ન થાય છે એટલે વાયુ રૂપે હલન ચલન ક્રિયાવાળું વિકાર પામવા માંડે છે એવું વિયત એટલે આકાશ એટલે સર્વ ભુતનાં શિષરૂપ જે છે તેમાં પોતાના અમરત્વ અમૃતત્ત્વનો પ્રકાશ આપનાર શ્રી વિષ્ણુ છે અને તે વિયત્ તત્વજ વૈકુંઠ છે કારણ ત્યાં કુષ્ઠિતતા નથી એક અખંડતા અને વ્યાપકતા છે માટે સૃષ્ટિ જ્યાંસુધી ધારણા પામે છે એવી શક્તિ સુચક ભુધર પદે વર્ણવ્યા છે અને વિષ વૃક્ષ કાપવા પ્રાર્થના છે.

**પદ્મનાભ**—નાભીમાં જેને કમલ છે એવા એટલે નાભી સમાન વાયુનું સ્થાન છે ત્યાંથી અન્ન જળ રૂધિર રૂપે બની સર્વ નાડીઓમાં સમતાથી પ્રસરે છે અને શ્વાસોને પોષણ આપે છે. તેમાં કમલ તત્વ એટલે નિર્મલત્વ એટલે સર્વ

પ્રાણીઓ ઉપર રાગદ્વેષ વિના એક ભાવથી સંરક્ષણ કરવાનો હેતુ હોવાથી તે બતાવવા પ્રાણનાથ સંજ્ઞા આપી સર્વથા તન, મન અને ધનમાં પુષ્ટિ આપવા પ્રાર્થના કરવામાં આવી છે.

સુરેશા–સુર એટલે દેવો તેને પુણ્યને ક્ષયે મનુષ્ય લોકમાં આવવાનું છે અને દેવોના દેવ સુરેશ શ્રી વિષ્ણુભગવાન કહ્યા છે. કારણ તેને દેવો દાનવો સાધુ અને દુષ્કૃત જનના પુણ્ય અને પાપના સમષ્ટિ આત્મક બળથી અવતરવું પડે છે તે સુરેશને પોતાના સ્વયંપ્રભા સંવિતનું જ્ઞાન સ્વાભાવિક છે માટે સ્વયં પ્રકાશ છે તેથીજ બ્રહ્મ, જીવ, અને જગતના ભેદના સંશયો કાપવા પ્રાર્થના કરવામાં આવી છે.

વિશ્વાધાર–જે આવતી કાલ હશે કે કેમ તેવા સંદેહવાળું વિશ્વ કહેવાય છે તે અનિત્યતા, ક્ષણિકતા, પરિણામિતા કે રૂપાન્તરતાને ધારનાર અમર ધારણા આપનારને વિશ્વાધાર કહેવાય છે. એટલે ન મળેલી વસ્તુને મેળવી આપી મળેલીને સાચવી રાખવી એટલે યોગક્ષેમનો ભાર વહન કરવો અને સર્વ ભોગોને સરજવા. ઉછેરવા ભોગ યોગ્ય કરવા અને પાછા સમાવવા એટલી શક્તિ આધારવાનમાં હોવાથી સર્વને યોગ ક્ષેમ પૂરી રીતે આપવા અને સંસારના ભાવો શ્રદ્ધાથી સંકલ્પ બળ વડે પ્રાપ્ત કરાય છે અને વિષ્ણુ ભગવાનની સ્તુતિથી નભાવાય છે માટે તે બંન્નેમાં વિઘ્ન કરનાર એવાં શુષ્ક વિચારોને નિર્મૂળ કરવા પ્રાર્થના કરવામાં આવી છે.

ગગનસદૃશ–ગગન એટલે મળ વિકાર રહીત વ્યાપક ભેદ રહીત તત્વ તેના જેવા શ્રી વિષ્ણુ ભગવાનને કહ્યા છે

એટલે જ્યાંથી અહંકાર ઉત્પન્ન થાય છે વિકારો પ્રવર્તે છે ભેદ મનાય છે અને સંસાર અનુભવાય છે તે હૃદયાકાશ જ્યાં પ્રભુ પોતાનો વાસ જણાવે છે એટલે સર્વ ભૂતોના હૃદય દેશમાં ઇશ્વર રહે છે એમ કહ્યું છે તે પ્રમાણે જ્યાંથી સર્વ ઇન્દ્રિયો અને તેનાં સ્થાનો અનુભવવામાં આવે છે તે કૂટસ્થને ગોવિન્દ પદે ગાયો છે કારણ ગગનસદૃશ કહી પ્રભુને ઉંચો આકાશ જેવો જોવાનો નથી એ તો પિણ્ડમાં હૃદયાકાશની અંદર અનુભવવાનો હોવાથી ગોવિન્દરૂપ જણાવી વ્યાપકગતિ એટલે અપરિચ્છિન્નતા દેશકાળ અને વસ્તુથી અબાધીતતા દર્શાવવા પ્રાર્થના કરી છે.

મેઘવર્ણ—મેઘ એટલે વાદળ જે જળધર છે. જલનો રંગ શ્વેત છે. તે શ્વેત તત્ત્વનો ભંડાર શ્યામ દેખાય છે તેનું કારણ જોનારની દૃષ્ટિની દૂરતાનો દોષ છે તેની પેઠે વિષ્ણુ ભગવાન કેવળ સત્વમયજ છે જ્ઞાન ઘનજ છે છતાં વિલાસી અજ્ઞાનવાન્ તમો ગુણી નિદ્રાવાન્ એવા જોવાય છે તેમાનુષી દૃષ્ટિની સ્થૂલતાથી અગર પ્રભુનો વાસ હૃદયમાં છે. હૃદયમાં અજ્ઞાન, આવરણ અને તમો ગુણના ઢાંકણ છે અન્તર પ્રભુ પ્રેરનાર સ્ફુરણરૂપ પ્રકાશરૂપ સંવિતરૂપ છે, તેથી તેનું જાણે શરીર આવરણ હોય નહી માટે શ્યામ કહેવાય છે પાર્થિવ રંગ શ્યામ છે પાર્થિવ ભાવનાના જાડયને લીધે પણ શ્યામ કહેવાય છે તેથી તેની શ્યામતા ભાસે છે, જેથી ભ્રમણા થાય છે અને શુદ્ધ બુદ્ધ સ્વરૂપ નથી જણાતું એવી માયાનું આવરણ કાપવા પ્રાર્થના કરી છે અને મુકુન્દ એટલે સુંદર વર્ણવાળા કહ્યા છે.

શુભાંગ–જે અંગોમાં પાપોનો સ્પર્શ પણ નથી, આસુરીથી અનીતિ અટકાવવાનો બોધ આપનાર ભૂષિત અંગો છે તેથી મંગળ વાંચક હોવાથી લક્ષ્મીકન્ત તથા "પ્રપંચમાં પેસો, વસુ વિના સૌ પશુ" એ કહેણી પ્રમાણે સર્વ ભોગોને સંઘરી શકનાર પ્રભુ લક્ષ્મી જે ભોગનું કમેશ્વર છે તેને વ્હાલા છે અને તે માટે લક્ષ્મી જેને પ્રિય છે એવા પ્રભુના બે વિશેષણો છે તેથી સુન્દર હિતકર રૂચિકર ભોગ આપવા પ્રાર્થના છે.

કમલનયન–આંખમાં એવી રશ્મીને ઝેર છે કે જેથી પ્રાણીઓ અંજાઇ વશ થાય છે અને રાગ કે દ્વેષમાં લેપાય છે તેથી કામ, ક્રોધ, અહંકાર આદિભાવો આંખથી મનાય છે. પ્રભુનાં નયનમાં માત્ર સ્વાભાવિક કૃતિ છે. રાગ દ્વેષ રહીત નિર્ભયતા હોવાથી, સંસારમાં રહ્યા છતાં અસંગતાને લીધે તથા જેમાં મૂળ સ્વરૂપને યોગીઓ ધ્યાનથી જાણી શકે છે યોગીના ધ્યાન ગમ્ય તેને સંસારના સજાતીય આદિ ભેદોને કાપવા પ્રાથના કરવામાં આવી છે.

ભવભયહર–ભવ એટલે સંસાર તેમાં ભય મૃત્યુ, દુઃખ રોગ અને શત્રુ તે સર્વેને લીલામાં ધારી સમદૃષ્ટિ કરાવી પ્રભુ રૂપમાં ઉતારી સકલ કષ્ટને હારી સર્વ લોકૈકનાથ પોતાના શરણુમાં સદાસ્થાપે છે માટે સર્વ લોકના એક નાથરૂપે પણ શ્રી વિષ્ણુને વર્ણવી વ્યાપક ભાવને દેહરૂપે દાસ ભાવે વન્દન કરવામાં આવે છે. ૐ શાંતિઃ

ગુલાબરાય કલ્યાણરાય હાથી.

॥ ॐ श्रीं ॥

# जप.

अथवा

# ईश्वरने मळवानो मार्ग.

यज्ञाना जप यज्ञोऽस्मि.

भ. गी. १०-२५

**યજ્ઞોમાં જપ યજ્ઞ હું છું.**

સામર્થ્ય આપે હૃદયમાં સાચું, જો જપમાં રહે જારીરે,
આંતર શ્રદ્ધાબલને જગાવે, દાખવે વિશ્વ વિહારીરે;
સાધનમાં એક સાધન સાચું જપ કેરૂં બહુ ભારીરે.

આંતર સરિતા.





જપ એટલે શું ? ઇશ્વરને મળવાનો રાજ્યમાર્ગ તે જપ. જીવત્વની પ્રબળ ગ્રંથિને ઓગાળનાર પ્રબળ સ.ધન તે જપ. અસાર સંસારમાં સાર રૂપતાનું ભાન કરાવનાર જપ. અંતઃકરણની અવિદ્યાનો નાશ કરનાર જપ. ભવાટવિમાં રસ્તો ભૂલેલા માનવીને રસ્તો બતાવનાર જપ. સમુદ્રમાં છૂપાયલા ખડકથી અથડાઇ વહાણના ચૂરેચૂરા કરી નાંખતા બચાવનાર દીવાદાંડી તે જપ.

આપણા ઇષ્ટદેવના નામોચ્ચાર પૂર્વક તેમના ધ્યાનમાં લિન થઇ જવું, અથવા માળા ફેરવવી, તેને જપનું સરળ અને સામાન્ય સ્વરુપ કહેવામાં આવે છે.

આજે આપણે જપ યજ્ઞના સંબંધમાં કંઇક વિવેચન કરીશું. જપ એ મનુષ્ય જીવનમાં શી અસર કરે છે સુખ અને સામર્થ્યને આપણા પ્રતિ આકર્ષિ લાવવાનું સામર્થ્ય હોય તો તે જપમાંજ છે. જીવનની પરિવર્તનતા તે અદ્દભુત રીતે કરી શકે છે. આ સાધનને જેમ જેમ પ્રીતિપૂર્વક સાધવામાં આવે છે તેમ તેમ તેનામાં નવજીવનતા પ્રકટાવવાનું બલ આવે છે. અભ્યાસક સમજી પણ ન શકે તેમ તે તેના આંતર જીવનને સમૃદ્ધ કરી સુધારે છે. મનના કાટો (મેલ) ને દૂર કરવાની તે એક દિવ્ય સરાણ છે. દુઃખ, શોક, સંતાપ, ભય આદિ પાપોને બાળી નાંખનાર તે એક મોટી ભઠ્ઠી છે. અને સંસારના કડુ અનુભવોથી દગ્ધ થઇ ગએલા માનવીઓની તે એક શાંતિની વાવ છે.

મનુષ્ય જે જે વસ્તુની ઇચ્છા કરે છે ને તે વસ્તુ જપ તેને આપે છે. એવી કોઇ પણ વસ્તુ નથી કે જેને જપમાં તન્મય થનાર મનુષ્ય મેળવી ન શકે. મનુષ્ય જીવનમાંથી મહેશ્વર જીવનમાં લઇ જનાર દિવ્યસીડી જો કોઇ હોય તો તે જપજ છે.

જપ યજ્ઞના ભગવાન પાસેથી બે ફળ મળે છે. એક પ્રીતિ. બીજું પ્રસાદ.

વ્યવહારમાં એવું ઘણીએ વખત અનુભવમાં આવ્યું છે કે આપણે ત્યાં આવતા શુભ પ્રસંગોમાં આપણી જેના ઉપર પ્રીતિ હોય તેને બોલાવીએ છીએ. જેને આપણે

ઓળખતા પણ ન હોઇએ જેની સાથે આપણો સંબંધ પણ ન હોય એવા મનુષ્યને કાંઇ આમંત્રણ આપવામાં આવતુ નથી. અને આટલા એક સામાન્ય નિયમ ઉપરથી પણ એટલું સિધ્ધ થઇ શકે તેમ છે કે અન્યને ત્યાં આવતાં લગ્ન જનોઇ જેવા શુભ પ્રસંગમાં ભાગ લેવાનું તે મનુષ્ય સાથે આપણી પ્રીતિ હોય તોજ બની શકે છે. તેજ પ્રમાણે ઇશ્વરની પાસે ફળ (પ્રસાદ) મેળવવાનો હક આપણે તેના પ્રીતિ પાત્ર થયા હોઇએ છીએ તોજ પ્રાપ્ત થાય છે.

ઇશ્વિરની પ્રીતિપાત્ર થવું અથવા ઇશ્વરને આપણા પ્રીતિ-પાત્ર કરવા એ પણ આપણા જીવનનું એક અગત્યનું અને ઉપયોગી કર્તવ્ય છે. અને તે જ્યારે આપણે જપના માર્ગે ગતિ કરીએ છીએ ત્યારે બજાવી શકાય છે. ઇશ્વર અને આપણી વચ્ચેનો સંબંધ જોડનાર જપ છે. તે એક દોરડા સમાન છે. જેમ ટેલીફોનના તાર દ્વારા શહેરમાં જ્યાં ખબર મોકલવી હો ત્યાં ઘર બેઠાંજ મોકલી શકાય છે. તેમ જપ રૂપી તાર દ્વારા આપણો સંદેશો ઇશ્વિરને મોકલી શકાય છે.

પ્રભુની સાથે સંબંધ બાંધી આપનાર જપ એક સબળ સાધન છે તે તો જાણ્યું. પરંતુ તેની સાથે હવે વિચાર કરવાનો એ પ્રાપ્ત થાય છે કે એ સાધનને અભ્યાસક્રમમાં મૂકતાં પહેલાં આપણે કઇ કઇ બાબતમાં સાવધાનતા રાખવી જોઇએ. જો આ સાવધાનતા નથી રખાતી અને મુખથી બડબડાટ રૂપ જપને કર્યા કરવામાં આવે છે તો તેથી ફળ તો કાંઇ થતું નથી અને ઉલટો વાણીનો મિથ્યા વ્યાપાર થઇ બલનો ક્ષય થાય છે.

કોઇ એક મોટા માણસને મળવા જવું હોય અને આપણી પાસે ઘટતો ડ્રેસ (પોષાક) ન હોય તો તેને મળવા જવામાં ઘણી મુશ્કેલી પડે છે. આપણાં ફાટેલ તુટેલ અથવા મેલાં કપડાં જોઇ પ્રથમ તો એના દરવાજામાં પેસતાંજ દ્વાર રક્ષકના હાથથી ધોલ ધપ્પા ખાવાના અથવા જોડા પાસે બેસવાના પ્રસંગ આવે છે. અને જો તે વખત આપણો પોષાક સારો હોય છે તો તે પ્રમાણે કદી બનતું નથી અને તે માણસને તરત મળી શકાય છે.

આતો એક સામાન્ય વાત કહી પણ તે ઉપરથી સમજવાનું એટલુજ છે કે જપના સાધનને સાધવાની શરૂઆત કરતાં પહેલાં આપણે કેટલીક બાહ્ય તૈયારીઓ પણ કરવી જોઇએ. જો તે કરવામાં મોળાપણું રખાય છે તો તેટલે અંશે જપ માર્ગમાં સરળતા નથી મેળવી શકતા.

જપની શરૂઆત કરતા પહેલાં આપણાં શરીર પ્રતિ બેદરકાર રહેવાનું નથી. શારીરિક શુદ્ધિ જપમાં પ્રથમ જોઇએ છે. એક બાજુથી જપ ચાલતા હોય બીજી બાજુથી મુખ શુદ્ધિ બરાબર ન કરવાથી મોંમાંથી બદબો નીકળતી હોય, તપખીના સડાકા મરાતા હોય, અને નાક તથા મુખથી લીંટ અને બળખા નંખાતા હોય તો એવી અપવિત્રતામાં ઇશ્વર કેમ કરીને આવી શકે? અપવિત્ર વસ્તુ પડી હોય ત્યાં પવિત્ર વસ્તુને આવવાનું સ્વાભાવિક રીતેજ મન ન થાય એ સ્વાભાવિકજ છે.

માટે પ્રથમ શરીરને સુધારો શરીરને સુધારવાનું મુખ્ય સાધન આહાર અને બ્રહ્મચર્ય છે. શુદ્ધ સાત્વિક આહારના સેવનથી સત્વ શુદ્ધિ થાય છે. સત્વ સુદ્ધિ થતાં મનની ગાંઠો છૂટે છે અને શુદ્ધિ અનુભવાય છે.

પ્રભુની સેવાના નિયમ પણ જાણો. ઓજસ શુદ્ધિથી સેવા કરો તોજ તેનો પ્રભાવ પડશે.

આહારનો અર્થ આ+હર આ=અંદર હર=લઇ જવું થાય છે. આપણે સામાન્ય રીતે અન્નનો આહાર લઇએ છીએ પણ તે તો પ્રથમ પ્રકારનો એક સ્થુલ આહાર છે. આપણા મન અને વાણીથી પણ આહાર લેવાય છે. નિંદા, દ્રેષ, ક્રોધ, અહંકાર, વગેરે મન વાણીના આહારો છે. પ્રથમ પ્રકારના આહારમાં સાવધાનતા રાખી તેને સાત્વિક લીધો તેથી કાંઇ બસ નથી. કેમકે મન વાણીના ઉપર જણાવ્યા મુજબ અવિહિત વર્તનના રાજસી તામસી આહારો તેના ઉપર પડે છે તો તે શુદ્ધ સાત્વિક આહાર પણ તામસી ભાવને પામે છે દ્રષ્ટાંત તરીકે દૂધ એ એક અમૃતમય છે પણ જો તેને સાપ પીએ તો તે દૂધનું વિષ થઇ જાય છે. સંત પુરૂષ પીએ તો તે અમૃત બનાવે છે. દૂધ એકનું એક હોવા છતાં સંગતિ દોષથી તેનામાં આટલી બધી પરિવર્તનતા થઇ જાય છે.

આ પ્રમાણે હોવાથી આહાર લીધા પછી પણ આપણા માનસિક ચિંતનો તેના ઉપર પ્રતિકૂળ ન પડે એ દરેક જપના અભ્યાસીએ વિચારવાનું છે.

આ સ્થળે આપણી બીજી એક મહત્વની બાબતનો વિચાર કરીશું. અને તે એકે જપમાં બેસનાર સાધકે આહાર લેવો કે ન લેવો.

આપણું શરીર એ અન્નમય કોષનું બનેલું છે. **अन्नाद्भवन्ति भूतानि** એ વાક્યથી હું અન્ન સ્વરૂપે થઇને પ્રાણી માત્રને પોષું છું. એમ ભગવાને પણ લખેલું છે. એટલે આરંભના અભ્યાસીને અમે જપમાં અન્નને છોડી દેવાની ભલામણ તો વ્યવહારૂ રીતે નથી આપી શકતા. ફકત ગ્રહણ કરવામાં આવતું અન્ન શુદ્ધ સાત્વિક હોવું જોઇએ. અને મનનો વ્યાપાર મનના ચિંતનો પણ શુદ્ધ સાત્વિક જોઇએ એટલીજ સાવધાનતા રાખવાની છે. જો આ નિયમ આગ્રહપૂર્વક પળાય તો જપકાળે અભ્યાસીની વૃત્તિ અહિં તહિં ભટકાં મારે છે અને સ્થિર રહેતી નથી તેમાં ક્રમેક્રમે ઘણો સુધારો થઇ જાય.

પ્રજાપતિએ પોષણને માટે જે અન્ન ઉત્પન્ન કર્યાં છે તેનાં નામ ૧ સાધારણ અન્ન અથવા લૌકિક અન્ન. ૨ દેવોનું અન્ન અને ૩ પશુઓનું અન્ન.

સાધારણ અન્ન અથવા લૌકિક અન્ન સર્વ ભૂત પ્રાણીઓનું છે. અને તેની વહેંચણી પણ સરખે હિસ્સે થવી જોઇએ. જે તેમ ન કરતાં સ્વાર્થી થઈ એકલોજ તે ગ્રહણ કરે છે તે ક્રમે ક્રમે અવનતિના માર્ગમાં પોતાનેજ હાથે ધસતો જાય છે.

પૂર્વકાળની રીતી યાદ કરો. એક ખેડુત પોતાને અન્ન પાકતાં તેના ચાર વિભાગ કરતો. પ્રથમભાગ ભુવનપતિ અથવા રાજાનો (આ નિયમ અસલ હતો. શહેનશાહ અકબરના વખતથી તેમાં ફેરફાર થઇ અન્નને બદલે અમુક દ્રવ્ય લેવાનું નક્કી થયું અને તે અદ્યપિ ચાલુ છે. સામાન્ય ભાષામાં તેને સરકાર ધારો અથવા કીસ કહે છે. હવે જો અન્ન આપવાનોજ નિયમ ચાલુ હોત તો વર્ષ નબળું પડયાથી રાજા અને પ્રજા વચ્ચે જે વૈમનસ્ય ઉભું થાય છે અને ખેડા સત્યાગ્રહ જેવા પ્રસંગો ઉભા થાય છે તે કદી થાતજ નહિ.) બીજો ભાગ તે ખેતરના માલીકનો ત્રીજો ભાગ અતિથી અથવા ઋષિનો. ચોથો ભાગ તે કૃષિકારનો. આ પ્રમાણે અન્નની ચાર ભાગે વહેચણી થતી. તે ધાન્ય પકાવનારની પારમાર્થિક અને આંતરવૃત્તિ પણ તેનાથી ખીલેલી રહેતી. હાલ જેવી બુદ્ધિની જડતા આવી ગઈ છે તેવી તે વખત નહતી કેમકે બુદ્ધિની જડતા પારમાર્થિક વૃત્તિને ભૂલવાથીજ આવે છે. મનુષ્ય જેમ જેમ પોતાના સ્વાર્થમાં ઘેરાતો જાય છે તેમ તે પોતાની બુદ્ધિની જડતાને પ્રાપ્ત કરતો જાય છે.

જમતી વખતે અપોસન મૂકી જે ચાર ભાગ આપણા ભોજનની સમીપમાં અંજલિથી પાણી છાંટી મૂકવાનો રિવાજ છે તે પણ એજ રહસ્યનું સૂચન કરે છે કે આ અન્ન કોનું છે તે હું જાણતો નથી, તેની વહેંચણી બરોબર થઇ હશે કે નહિ તેની પણ મને ખબર નથી. તેથી આ ચાર ભાગ મૂકી અજાણપણે કરેલા અપરાધની દેવ પાસે માફી માંગી લઉં છું.

જપ બાબતનું વિવેચન કરતાં આ લેખમાં અન્ન બાબત આટલી બધી મહત્વતા આપવાનું કારણ શું હશે એવો પણ કોઇને પ્રશ્ન થશે. તો તેનું કારણ એટલું છે કે જેવું અન્ન ખવાય છે. તેવા સંસ્કારવાળું મન થાય છે. તેથી આહાર શુદ્ધિની જરૂર પ્રથમ પડે છે. જેમ મકાનની મજબુતિનો આધાર તેના પાયા ઉપર છે. તેમ સાધનોની પ્રગતિનો આધાર આહાર શુદ્ધિ ઉપરછે. એક મનુષ્ય રાજસ તામસ ગમે તેવા આહાર ખાતો હોય અને પછી આખો દિવસ મંત્ર રટણ કર્યા કરતો હોય તે છતાંયે તે કંઇ પણ સત્ફલને પ્રકટાવી શકતો નથી. કેમકે તે મંત્ર રટણથી શરીરના પરમાણુઓ જેટલે અંશે શુદ્ધ કરે છે તેનાથી અધિક અંશે રાજસ તામસ આહારના સેવનથી અશુદ્ધિને વહોરે છે. આહારની સ્થુળ અસર રકત—લોહી ઉપર થાય છે. એ રકતની અસર મન ઉપર થાય છે અને મનની અસર જીવ અથવા પ્રાણ ઉપર થાય છે.

દુધ એ પણ એક સાત્વિક ખોરાક છે. જેને દાંત ઉગ્યા નથી એવા બાળકો તથા જેના દાંત જતા રહ્યા છે એવા વૃધ્ધોનો તે ખોરાક છે. જપના અભ્યાસીએ જપકાળે અનુષ્ઠાન વખતે એકલા દુધ ઉપર રહેવાનો મહાવરો રાખવો તે પણ ઉત્તમ છે.

શુદ્ધ જલ એ પણ એક આહારનું બીજું અંગ ગણાય છે. સુર્યભગવાનના જીવનમય કિરણો જળ દ્વારા આપણે ગ્રહણ કરીએ છીએ. અને તેના ત્રણ પરિણામ આવે છે. શરીરમાં

રહેલો કચરો-ક્ષાર વીગેરે સાફ કરી મૂત્રરૂપે એ જળ બહાર નીકળે છે. ૨ અન્નને પચાવવામાં એ જળ મદદ કરે છે, અને રૂધિર બનાવે છે. અને ૩ ઓજસ રૂપે પરિણામે છે.

આ પ્રમાણે હોવાથી મંત્રના અભ્યાસીએ જો પ્રથમ કંઇ કરવા જેવું હોય તો પોતાના આહારની શુદ્ધિ તરફજ મુખ્યત્વે કરીને લક્ષ આપવાનું છે.

મન વાણી અને પ્રાણ એ ત્રણેને મંત્રદ્રષ્ટાએ શુદ્ધ રાખવાં. એને જે વિકૃત કરે છે તે મંત્ર માર્ગમાં અથવા બીજા કોઈ પણ ઉન્નતિના માર્ગમાં આગળ વધી શકતો નથી.

પ્રાણનો ખોરાક વાયુ છે. પ્રાણાયામના પ્રયોગદ્વારા એ ખોરાકની શુદ્ધિ સાધવી જોઇએ. સો દવા અને એક હવા એ જન પ્રચલિત કહેવત પડી ગઈ છે તે પણ એની જરૂરજ સિદ્ધ કરે છે. એક રોગ ગ્રસ્ત મનુષ્યને તમે ૭૫ રૂા. તોલાની દવા આપશો પણ જો તે હવાની અવર જવર વગરના બંધીયારૂં ઘરમાં રહેતો હશે તો તે દવા તેને કાંઇજ અસર કરી શકશે નહિ. એનાથી ઉલટું હવા સારી હશે અને એક સામાન્યમાં સામાન્ય દવા હશે તો પણ તેની અસર સારી થશે.

સ્વાનુભવથી જણાયું છે કે હવાની બાબતમાં આપણે હજી જોઇતું ધ્યાન આપતા નથી. અને તેથીજ જનસમાજમાં ઘણે ભાગે આરોગ્યની સ્થિતિ લથડતી જાય છે. મેં એવા પણ દષ્ટો નજરે જોયાં છે કે ઉનાળાના ખરા બપોરે ઘરના બારી બારણાં બધ કરી લોકો સુઇ રહે છે. રખેને પવનનો સપાટો લાગી જશે લુ લાગશે કે શરદી દઇ જશે એ પ્રકારના

મિથ્યા ઉપજાવી કઢેલા ખોટા ભયથી તેઓ જીવનપ્રદ હવાને પોતાનાથી દૂરને દૂર રાખે છે. હવા એટલે આપણું જીવન શ્વાસ પ્રશ્વાસની ક્રિયાદ્વારા આપણે હવાનેજ આપણામાં ગ્રહણ કરીએ છીએ જે લોકો એમ માને છે કે હવાથી મૃત્યુ થાય છે, એ પોતાના માનવામાં ભૂલજ કરે છે. હા, કેટલાક રોગો એવા હોય છે કે જેમાં હવાનો સપાટો છાતી વીગેરે ભાગ પર લાગતાં નુકસાન કરે. પણ તેવા સમયમાં એ ભાગોને બહારના વસ્ત્રથી ઢાંકેલા રાખીને રોગીને શુદ્ધ હવાનો લાભ આપવો જોઇએ એમ હવે બધાજ ડોક્ટરો કબુલ કરે છે. કેમકે શુદ્ધ હવા એ મનુષ્યને કોઇ દિવસ પણ નુકશાન કરતીજ નથી.

પ્રાણાયામની ક્રિયા એવી છે કે તેનાથી શુદ્ધ હવા આપણાં ફેફસાં ગ્રહણ કરે છે. અને તેથી જીવન પણ દીર્ઘ થાય છે. તે ક્રિયા સામાન્યમાં સામાન્ય હોઇ મહાન લાભ આપે છે. તેનું વિસ્તાર પૂર્વક વિવેચન અમારા યોગના પુસ્તક પ્રાણાયામ ભા ૧-૨ માં જીજ્ઞાસુઓએ વાંચી લેવું

જે વાંચકો તે પુસ્તક મેળવી શકયા નથી તેમને માટે કંઇક વિવેચન તો આ સ્થળે આપવુજ જોઇએ નહિ તો તેટલી આ લઘુ પુસ્તકમાં અપૂર્ણતા રહે તેથી આપીએ છીએ.

પ્રાણાયામનું સામાન્ય સ્વરૂપ.

**સમય** સવારનોજ બનતા સુધી લેવો. પૂર્વાભિમુખ અથવા ઉત્તરાભિમુખ ટટાર બેસવુ. બેસવાનું આસન નરમ રાખવું. **પદ્માસન** વાળવું. મનના વિચારો કાઢી નાંખવા શાંત થવું.

૧ પ્રથમ જે શ્વાસને લીવો હોય તેને ડાબા નસકોરા દ્વારા બહાર કાઢી નાંખવો.

એક રેચક પ્રાણાયામ કરવો.

૨ ઉપર મુજબ કરી રહ્યા પછી ૦।। મીનીટ (પોત પોતાની શકિત મુજબ પ્રમાણુ રાખવું. ૦।। મીનીટ સામાન્ય રીતે લક્ષમાં આવે તેથી એટલું પ્રમાણુ આપ્યું છે) શ્વાસને જમણા નસકોરાથી ઉંચે ચઢાવવો.

પુરક પ્રાણાયામ કરવો.

૩ ઉંચે ચઢાવેલા શ્વાસને ૧મીનીટ સુધી રોકી રાખવો.

કુંભક કરવો.

૪ રોકી રાખેલા શ્વાસને ધીમે ધીમે છોડી દેવો.

રેચક કરવો.

આ પ્રાણાયામનું સરળમાં સરળ સ્વરૂપ છે. જીજ્ઞાસુઓએ તે સમજી તેનો ઉપયોગ કરવાનો સરૂ કરવું.

જ્યારે આ પ્રમાણે પ્રાણાયામની ક્રિયા દ્વારા પ્રાણને શુદ્ધ ખોરાક જે હવા તે અપાતી રહે છે તો જીવન દીર્ઘ બને છે.

પૂર્વકાળના પુરૂષો આજ પ્રાણાયામના સેવનથી દીર્ઘકાળ પર્યંત જીવતા હતા.

હવે વાક્ ઇન્દ્રિયનો ખોરાક શું છે તે આપણે વિચારીએ.

વાક્ એટલે વાણી તેના ઉપર તો આપણે અંકુશ રાખવાનું ભૂલીજ ગયા છીએ. જે વાણીમાં પ્રભુનુ અપ્રતિહત બળ રહેલું છે, જે વાણી શબ્દ બ્રહ્મમય મનાઇ છે, તેના અવિહિત ઉપયોગથી આપણે તેને છેકજ વિકૃતિ કરી છે. વાક્ ઇન્દ્રિયનો શુદ્ધ ખોરાક ફકત મંત્ર રટણ કરવું તેજ છે.

વાણી સર્જન પણ કરે છે અને હનન પણ કરે છે. સને ૧૯૧૪ના જર્મન વિગ્રહમાં કયસરના સુલેહનો કાગળ એતો ચીંથરા સમાન છે એ પ્રકારના ઓજ વાકયે આખા જગતને ખમળાવી મૂકયું હતું એ વાણીનું છે. માટે વાણીનો ઉપયોગ કરવામાં જેમ બને તેમ સાવધનતાને રાખવી જરૂરની છે.

વર્તમાન યુગને આપણે વાણીનો યુગ એ ઉપનામ આપીશું તો તે કોઇપણ રીતે ખોટું કહેવાશે નહિ. જ્યાં જુઓ ત્યાં એ વ્યાપાર એ ધડક ચાલી રહ્યો છે. સટોરિયો માણસ જેમ પોતાની શકિત ન હોવા છતાં લાખોનો વ્યાપાર કરી આખરે ભીખ માંગતો અને દેવાળીઓ થઇ જાય છે તેમ વાણીના વ્યાપારમાંજ મચ્યો રહેનાર અને આચાર રૂપ મુડી ઉપર ધ્યાન ન આપનાર માણસ પણ તેવીજ દશાને અનુભવે છે.

જેમ બને તેમ વાણી ઉપર અંકુશ રાખતા જાઓ. અને મંત્ર રટણ રૂપ આચારથી તેને બલવતી કરો. અણીને વખતે તમારી મૂડી તમને ખરેખરી કામમાં આવશે. આજના

બારિક વખતમાં એ મૂડી સંઘરેલી જરૂરની છે, નહિ તો તમે જરૂર પસ્તાશો. પાછળથી તમારી ભૂલ ઉપર અફસોસ કરો તે કરતાં પહેલાં ચેતો તે અધિક સારૂં છે.

વાણીને અંકુશમાં રાખવાના સાધારણ નિયમો હું તમને જણાવીશ.

૧ જે બોલવું નિરૂપયોગી હોય, જે બોલવાથી મહા હાનિ થતી હોય, તેવું કદી પણ બોલશો નહિ.

૨ કોઇપણ બાબતમાં એકદમ ઉતાવળા થઇ બોલવા તૈયાર થઇ જશો નહિ. અંતઃકરણની શાંતિને તો ગમે તેવી સ્થિતિમાં પણ આપણે ગુમાવવી નજ જોઇએ. જે બોલો તે વિચાર કરીને બોલજો. તમારા બોલવાની અસર સામા મનુષ્ય ઉપર શું થશે તેનો ખ્યાલ પ્રથમથીજ રાખજો.

આ ખ્યાલ ન રાખવાથી અને વગર વિચાર્યે ફાવે તેમ બોલવાનો અભ્યાસ રાખવાથી કંઇ કેટલા અનર્થો થયા છે જે ઘેર સુલેહ શાંતિ પ્રસરાતી હોય ત્યાં એકજ શબ્દથી કલહ અને કંકાસ મચી રહે છે. જેની સાથે ઘર જેવો સંબંધ હોય તે એક શબ્દ માત્રથી તૂટી જઈ એક બીજાને મ્હોં જોયા વહેવાર પણ રહેતો નથી. અને એવી રીતે બીજા કંઇ કંઇ દૃષ્ટપરિણામો માત્ર એક શબ્દ પ્રર્વતાવે છે.

વાણીનો નિરોધ એ પણ એક પ્રકારનો જપજ છે. બહુ બોલા થવા કરતાં થોડા બોલા થવું અધિક સારૂં છે. સુલેહ અને શાંતિ વ્યાપી રહી હોય ત્યાં એક શબ્દમાત્રથી

અશાંતિ કરવાનો આપણને હક્જ શું છે? માટે જેમ બને તેમ મૌનને વધારતા જાઓ. અને તેના અભ્યાસ પૂર્વક મંત્ર રટણ ચાલુ રાખો.

જપનું અતુલ બલ તમને તેથી લક્ષમાં આવશે.

સચ્ચિંતન એ મનનો ખોરાક છે. જપના અભ્યાસીનું કર્તવ્ય છે કે શરીરરૂપી યંત્રમાં જે જે વસ્તુની જરૂર હોય તે તે તેને પુરી પાડવી. એક સામાન્ય યંત્રમાં પણ તેલ વીગેરે ન પુરવામાં આવે અને તેને ચાલુ રખાય તો તે યંત્ર ઘસાઈ જાય છે. અને જ્યારે જડ યંત્રમાં આ પ્રમાણે થાય છે ત્યારે ચેતન યંત્રમાં તે કેમ ન થાય. ક્ષુધા એવી છે કે તે જ્યારે લાગે છે ત્યારે સારાસારના વિવેકને ભૂલાવે છે. મનને પણ ભૂખ લાગતાં તેને સચ્ચિંતન રૂપ ખોરાક આપવામાં નથી આવતો તો તે અસદ્ ચિંતનને ગ્રહણ કરે છે. તેની અસર તેના ઉપર અનેક રીતે થાય છે ઉન્નત્ત મન વિપથ ગામી થઇ જાય છે.

આ પ્રમાણે હોવાથી જપના અભ્યાસીએ શું કરવું જોઇએ. તે આપણે ટુંકમાં સિદ્ધાંત રૂપે જણાવીએ.

**जपमार्गमां आगळगति करवा इच्छा राखनारने नीचेना नियमो स्मरणमां राखवा.**

**१ आहारशुद्धि राखवी. अने आहारशुद्धिद्वारा शरीरना परमाणुओने शुद्ध सात्विक बनाववा.**

२ वाणीनी शुद्धि राखवी. सत्य अने हितकर होय तेज बोलवुं. मौन वधारवुं तथा मंत्र रटणद्वारा वाणीनी अधिक अधिक शुद्धि करवा ध्यान राखवुं

३ मनने सच्चिंतनरूप खोराक आपवो. कोइपण अनिष्ठ विचार मनमां स्फुरे तो तरतज तेने दबाववो. सतसंगति अन उत्तम पुस्तकोना वांचनथी शुभ चिंतनने मन उपर नित्य दृढाववा प्रयत्न करवो.

४ प्राणनो खोराक जे शुद्ध हवा ते प्राणायामना प्रयोगद्वारा आपता रहेवुं.

५ वहेला सुवुं अने वहेला उठवुं. शरीरनी बाह्य स्वच्छता उत्तम राखवी. वस्त्रोनी स्वच्छता पण राखवी. एटलुं ध्यानमां राखवुं के प्रभुने स्वच्छता बहु प्रिय छे.

(२)

જપમાં આગળ વધવા ઇચ્છતા સાધકે સ્મરણમાં રાખવા યોગ્ય કેટલાંક સૂત્રો જણાવીએ છીએ.

મદ દમથી ઘટે છે.
લોભ દાનથી ઘટે છે.
ક્રોધ દયાથી ઘટે છે.
દુઃખ ધીરતાથી ઘટે છે.
અશાંતિ શાંતિથી ઘટે છે.

તમારા મનને કોઇ પણ પ્રસંગે અશાંત થવા દેશો નહિ. તમારા મનની ઉપર તમે નિત્ય એવો સંસ્કાર નાખ્યા કરો કે હું તો આ સમગ્ર દૃષ્ય પ્રપંચથી નિરાળોજ છું. તમારા સંબંધમાં બનતો કોઇપણ અનુકૂળ અથવા પ્રતિકૂળ પ્રસંગ તમને દુઃખ ન ઉપજાવી શકે ત્યારેજ તમે સાચું દ્રષ્ટાપણું પ્રાપ્ત કર્યું કહેવાય. દુનિયામાં દુઃખ તો આવેજ. પણ તે જવા માટે અનુકૂળ યત્ન કરવો એજ આપણું મુખ્ય કર્તવ્ય છે.

સાચી શાંતિ ઇશ્વર સ્મરણથીજ આવે છે. શાંતિ એ મનુષ્યની પરમ ધ્યેય વસ્તુ છે. માણસ મરણ પામે છે ત્યારે પણ પાછળના માણસો મરનારના આત્માની શાંતિને ઇચ્છે છે પણ આશ્ચર્ય છે કે જીવનભર માણસ માટે શાંતિ ઇચ્છાતી નથી. અને ઇચ્છાય છે તો તે પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિ થતી નથી. ઇશ્વરના સ્મરણ વિના અને સચ્ચિંતનના બળ વિના મનનું ઉત્ક્રમણ કદી થવાનુંજ નથી. તેથી તમે જેને તમારા ઇશ્વર માનતા હો તેના જપમાં લાગી જાઓ. માથા ઉતાર વેઠ પ્રમાણે એ ક્રિયા કરશો નહિ. કેમકે એ પ્રમાણે કરેલી કોઇ પણ ક્રિયા સત્ફલને પ્રકટાવતી નથી.

લુગડાંને ધોવાયા છતાં જ્યારે તે લુગડાંનો મેલ ગયો ન હોય ત્યારે તે ધોયલું શું કામનું? તે પ્રમાણે ઇશ્વરના જપને આગ્રહપૂર્વક કરવા છતાં મનના ભાવો ન બદલાય તો તે જપ શું કામના? મેં એવું પણ ઘણે સ્થળે જોયું તથા અનુભવ્યું છે કે હાથમાં માળા હોય છે. મણકા એક પછી

એક મૂકાતા હોય છે હાથનો વ્યાપાર તે ક્રિયામાં ચાલે છે ત્યારે મન કોઇ જુદાજ વિચાર કરે છે. કોર્ટમાં જવાનું આજે મોડું થયું. હજી ટપાલ ન આવી. કાલે પેલાનો રૂા. આપવાનો વાયદો છે. પાંચ દિવસ રહીને મુંબઇ જવું છે. આવાને આવા વિચારો મનમાં રમી રહ્યા હોય છે.

માનસિક અને શારીરિક ક્રિયામાં કરોડો ગાઉનું અંતર આ પ્રમાણે હોવા છતાં તે મનુષ્યો સમાજમાં કહે છે કે અમે બે કલાક જપ કરીએ છીએ છતાં હજી અમને સાક્ષાત્કાર થતો નથી. અમારી બુદ્ધિ પણ હજી તેવીને તેવીજ છે. તેવા મનુષ્યોને હું પૂછીશ કે ભાઇ તમે જપ કરો છો કે તમારા બાહ્ય ચિંતનોનો ગુપ્ત વ્યાપાર મનની સાથે કરો છો ? જપના અભ્યાસીએ નીચેના પ્રશ્નો પોતાને રોજ પૂછવા અને તેના ઉત્તરો પણ પોતાના અંતરાત્મા સાથે વિચાર કરીને મેળ''

અંતઃકરણની સંપૂર્ણ શાંત અવસ્થામાં એ ઉત્તરો મળી શકશે

૧ આજે કેટલા જપ કર્યા.

૨ જપના અર્થમાં તદાકારવૃત્તિ કેટલો વખત રહી.

૩ જપકાળે મનમાં બહારના ચિંતનો કેટલા ચાલ્યાં.

૪ જપ વખત અને તે પછી અંતઃકરણની શાંતિ કેટલી રહી.

૫ શરીર મન અને આત્મા એ જપની ક્રિયામાં કેટલો વખત એક રહી શકયાં ? અને જપ પછી આખા દિવસની પ્રવૃત્તિ શું ચાલી ?

આ પ્રશ્નોના ઉત્તરો શું આવે છે તે વિચારશો અને એમાં જે જે ખામીઓ તમારી નજરે પડે તેને એક પછી એક ટાળવાનો પ્રયત્ન કરશો.

જપમાર્ગના અભ્યાસીએ શું કરવું જોઇએ તેનું વિવેચન હવે આપણે અલ્પમાં કરીશું.

પોતાની આજુબાજુના વાતાવરણને ઉત્તમ પ્રકારનું રચવું. એ પ્રત્યેક સાધનમાં પ્રથમ જરૂરનું છે. જો આજુબાજુનું વાતાવરણ શુદ્ધ નથી હોતું તો સાધનમાં આગળ વધવાને મોટા અંતરાયો આવી ખડા થાય છે.

વાતાવરણ આપણી પોતાનીજ કૃતિથી રચાય છે. જેવું આપણું વર્તન હોય છે તેવું વાતાવરણ આપણી આસપાસ ઝામે છે. ચુંબકમાં જેમ લોઢાને પોતાની પાસે ખેંચી લેવાની શક્તિ છે તેમ આપણી વિહિત અવિહિત કૃતિઓમાં તેવા આંદોલનોને પોતાની સમીપ આકર્ષિ લાવવાની શક્તિ છે. અને એટલાજ ખાતર કોઈ સત્પુરૂષ અથવા યોગીના આશ્રમમાં આપણે જઇએ તો ત્યાં સહસા શાંતિનું ભાન થાય છે. ઘેરથી શોક અને સંતાપ ભરીને આપણે ત્યાં આવ્યા હોઇએ અને આપણે જાણી પણ ન શકીએ તેમ શોક સંતાપ ચાલ્યા જાય છે. હવે તેનાથી ઉલટું કોઈ કસાઈખાના તરફ થઇ આપણને જવાનું ભોગજોગે કોઇ વખત પ્રાપ્ત થાય તો મનમાં અશાંતિ થઇ આવે છે. આ સર્વ વાતાવરણનાજ પ્રતાપ છે.

જપ માર્ગના અભ્યાસીએ જેમ બને તેમ સંયમી થવું જરૂરનું છે. સંયમ એટલે શું? કોઇપણ પ્રકારનું દૈવી બળ

અંતઃકરણમાં ઉભરાવું એનું નામ સંયમ. જે સંયમની ક્રિયા કરવાથી અંતઃકરણમાં બળની પ્રતિતિ થતી નથી અને આત્માનુભવ જાગતો નથી તે ખરેખરો સંયમ નથી પણ એક પ્રકારનો દેખાવ માત્ર છે.

એક વૈદ્ય પોતાના વૈદ્યકના ધંધાની શરૂઆત કરતાં પહેલાં પાંચ કે દશ વર્ષ વૈદ્યક સંબંધી અભ્યાસ કરે છે. અમુક રોગ શાથી ઉત્પન્ન થાય છે. તેની ઉપર કયા કયા ઉપાયો લેવા જરૂરી છે વગેરે જ્ઞાન પ્રાપ્ત કરે છે પણ તે જ્ઞાનનો ખરો ઉપયોગ તો તે જ્યારે પોતાના ધંધાની શરૂઆત કરે ત્યારેજ કરી શકે છે. તેજ પ્રમાણે કાયદાપોથીઓને મગજમાં રાખી પરિક્ષામાં પાસ થનાર એક વકીલ જ્યારે પોતાની પ્રેક્ટીસ શરૂ કરે છે ત્યારેજ તે જાણેલાનો ઉપયોગ કરી શકે છે. તેજ અનુસાર સાધનોને જાણવા માત્રથી કાંઇ પ્રગતિ અનુભવાતી નથી પણ તેને આચારમાં મૂકવાથીજ પ્રગતિ થાય છે. તમે તમારા જીવનમાં સાધનો તો અનંત જાણ્યા હશે અને હજી પણ નવાં નવાં નિત્ય જાણશો. એક સામાન્ય મનુષ્યને પૂછતાં પણ તે કહેશે કે અમે આ સાધનો જાણીએ છીએ, અમે તે સાધનો જાણીએ છીએ પરંતુ તે સાથે તેને એટલો પણ પ્રશ્ન પૂછવામાં આવશે કે હા ભાઇ, તમારા જાણેલા સાધનો તો અનંત છે પણ કહો જોઇએ તમે તેમાંથી આચારમાં કેટલા મૂકયાં છે? આ પ્રશ્નનો ઉત્તર ભાગ્યેજ સંતોષકારક મળશે. કેમકે તેમના અંતરાત્મામાંથી જવાબ મળે છે કે ભાઇ કયાં? તો ઘેરના ઘેર. અર્થાત્ તેઓ જે સ્થિતિમાં હોય છે ત્યાંને ત્યાંજ પોતાને વર્ષો થયાં અનુભવે છે.

વ્યવહારમાં સામાન્ય બાબતને માટે પણ એવું હોય છે કે કોઇપણ કાર્યને પાર ઉતારવું હોય તો તેને લગતી તૈયારી પ્રથમ જોઇએ. સો માણસને આમંત્રણ કરી જમાડવા હોય તો તેને માટે સીધું સામન પ્રથમજ લાવી મૂકવું જોઇએ. તેજ પ્રમાણે **જીવનની દિવ્યતા** લાવવાને આપણે આપણા વાતાવરણને દિવ્ય કરવું જોઇએ. આપણા વાતાવરણથી આપણને પોતાને તથા આપણા સમાગમમાં આવનાર સર્વને સુખ સંતોષ અનુભવાય તોજ તે દિવ્ય વાતાવરણ કહી શકાય. આ દિવ્ય વાતાવરણનો પ્રભાવ જેવો તેવો નથી તેમાં ગુપ્ત પણ અપ્રતિહત બળ છે. વ્યાઘ્ર સિંહ જેવા હિંસક પશુઓ પણ ઋષિ મુનિઓના આશ્રમમાં પોતાના હિંસક સ્વભાવને ત્યજી દે છે એમ આપણે સાંભળીએ છીએ તે કાંઇ ગપ નથી. તે સર્વ વાતાવરણનોજ પ્રભાવ છે.

વાતાવરણમાં દિવ્યતા લાવવા વિચારોની ક્રિયા બદલવાની જરૂર છે. મનને ઉચ્ચ ભૂમિકામાં રમાડવું. ભય દુઃખ ચિંતા આદિને વશ ન થવું અને એવો કોઇ પ્રસંગ આવતાં વિચાર કરવો કે આ આખું વિશ્વ પ્રભુમય છે. પ્રભુના ખોળામાં હું નિર્ભય રીતે ખેલું છું. હવે મને ભય કયાં રહ્યો ?

મનને કોઇપણ બાહ્ય વિષયમાં આસક્ત ન કરવું, **આસક્તિ એજ દુઃખનું મૂળ છે. જેટલું મન સંસારના વિષયોમાં વધારે આસક્ત તેટલુંજ વધારે દુઃખ સમજી લેવું.**

શુદ્ધ ગંગાજળથી સ્નાન કરી પવિત્ર થનાર એક મનુષ્યને એવી ટેવ હતી કે તે સ્નાન કરી રહ્યા પછી ખાળકૂંડીના જળનો એક લોટો પોતાના શરીર ઉપર રેડતો. શરીર ઉપર દુર્ગંધ ફેલાતી, વળી પાછો સ્નાન કરી પવિત્ર થતો અને સહજ વાર થઇ એટલે પાછું પેલું મલીન જળ પોતાના ઉપર રેડવાનું તેને મન થઇ આવતું, દુર્ગંધનો ત્રાસ તેને લાગતો પણ એ મલિન જળ સાથે એવો દૃઢ અભ્યાસ પડી ગયો હતો કે તેની પ્રીતિ તેનાથી છોડાતી નહિ

તમે તો આ માણસને અક્કલ વગરનો અને મૂર્ખજ કહેશો. પણ વસ્તુતઃ તે મૂર્ખ ન હતો. પોતાની એ કૃતિથી તે મૂક બોધ આપતો હતો કે હું તો પ્રકટપણે આ પ્રમાણે કરૂં છું પણ ગુપ્ત રીતે મારી માફક દરેક મનુષ્યો આજ કાલ કરતા જોવામાં આવે છે. મારી મૂર્ખતા જોઇ એ હસે છે, તેમની મૂર્ખતા જોઇ હું હસું છું. કોઇ જીજ્ઞાસુએ પૂછ્યું કે આનું રહસ્ય સમજાવશો. તે પુરૂષે જણાવ્યું કે જેમ લૌકિક સ્નાન મનુષ્યના બાહ્ય શરીરને પવિત્ર કરનાર છે. તેમ જપ રૂપી સ્નાન, ભક્તિ, જ્ઞાન, તત્વચિંતનરૂપી સ્નાન આંતર શરીરને પવિત્ર કરે છે. હું જેમ નાહીને ખાળકૂંડીનુ જળ શરીર ઉપર રેડું છું તેમ એ સાધનને સાધનાર લોકો પવિત્રતા પ્રાપ્ત કર્યા પછી વ્યવહારમાં જોડાતાં અસત્ય, દંભ, નિંદા, ટીકા, ઇત્યાદી મલિન વિકારોને વશ થાય છે અને જપ દ્વારા જે શુદ્ધિ મેળવી હોય છે તેનાથી અધિક અશુદ્ધિ પોતાના વર્તનથી મેળવે છે.

આ વાત અસત્ય નથી, વિચાર કરીને જુઓ, સાધનોને સાધનાર મનુષ્યો વ્યવહારમાં કેવી પ્રવૃત્તિ કરે છે તે જોતાં તમને તરતજ જણાશે કે તેમનો સાધનોનો ડોળ ઉપરનોજ છે. અંતઃકરણ કદી તેનાથી રંગાયલું નથી.

પ્રિય સુખેચ્છકો, સંયમના બળને પોતાનામાં અધિક અધિક જાગ્રત કરો સોડાવોટરની બાટલીનો બુચ જેમ બાટલીમાંની ગેસના પ્રભાવથી સખત ઉછળે છે તેમ સાચા સંયમનું બળ સ્વભાવથીજ અંતરમાં ઉછાળા મારે છે. સંયમના બળને પોતાનામાં અધીક અધીક ઉમરાવવા માટે જીવન ચર્યામાં એવો એક પણ ભાગ અથવા બીજું એકપણ કાર્ય એવું ન થવું જોઇએ કે જે આપણા સંયમબળને ઘટાડનાર થઇ પડે ઇન્દ્રિયના દરેક વ્યાપારને તેને માટે અંકુશમાં રાખવો જોઇએ. કાર્ય કરતી વખત અકળામણ અથવા ચિત્તની વ્યગ્રતા પણ ન રાખવી કેમકે તેનાથી કાંઇ કાર્ય પાર ઉતરતું નથી. ઉલટું બળનો ક્ષય થાય છે.

કેટલાક મનુષ્યનો એવો પણ સ્વભાવ હોય છે કે તેઓ ઘેર જેટલી અનુકૂળતા જોતા હોય છે તેટલીજ અનુકૂળતા બહાર પણ માંગે છે, જંપના અભ્યાસીને આ ટેવ પણ હીતાવહી નથી. ઘરના જેટલી અનુકૂળતા બહાર તો નજ મળે એ સ્વાભાવિક છે. અને તેટલામાં ધુંવા પૂંવા થવું એ કોઇપણ રીતે યોગ્ય નથી. ઘેર ૧૦ વાગે જમવાનો વખત હોય, બહાર બે વાગે ભોજન મળે, ઘેર ૧૦ વાગે સુવાનો

વખત હોય, બહાર ૧૨ વાગે સુવાનું મળે. ઘેર બે મણ રૂની તળાઇ મળતી હોય, ઉપરથી ઇલેક્ટ્રીકના પખા ચાલતા હોય અને બહાર એક સેતરંજીજ મળે તેમ છતાં પણ જે મનુષ્ય તે સર્વને સમાન ગણે છે તેનેજ આગળ વધવાનો અધિકાર છે. જેમ બને તેમ આપણી ઉપાધિઓને ઓછી કરવાનો અભ્યાસ પાડવો અને જે મળે તેમાં સંતોષ માનવો.

સુખ અને દુઃખના જે કાંઇ પ્રસંગો આવે તો તેમાં વ્યામોહને વશ ન થતાં જે આવી મળે તે ભોગવવાની ટેવ રાખવી. અને તિતિક્ષાબળને વધારતા જવું.

સુંદર ભોજન જમવાના હોય તે સ્થળે જેમ મલિનતા કોઇજ કરતું નથી તેમ ઉચ્ચાભિલાષી મનુષ્ય હલકી ભૂમિકામાં અને હલકા વાતાવરણમાં પોતાના આત્માને કદીજ રમમાણ થવા દેતા નથી.

આજ સુધીમાં ગમે તેટલી ભૂલ થઇ હોય તોપણ તેની ઉપેક્ષા કરી સાવધાનતાથી ધ્યેય તરફ જવું જોઇએ.

સંજોગોને અનુકૂળ થઇને વર્તવું. ફકત તેમાં એટલુંજ લક્ષ રાખવું કે એ સંજોગો આપણા આંતર સ્વસ્થને હણી આપણને અવનતિના માર્ગે લઇ જતા ન હોય.

આ બાબત કંઇક વિશેષ સ્પષ્ટ કરીએ.

લગ્નને પ્રસંગે જેમ મરણના રાજીયા ગવાતા નથી, અને મરણ વખત લગ્નના ગીત ગવાતાં નથી એ તો જ્યાં શોભતું હોય ત્યાં જ શોભે, એતું નામ સંજોગોને અનુકૂળ થઇ વર્તવું.

મહાભારતના યુદ્ધ પ્રસંગે જ્યારે દશમે દિવસે ભિષ્મ પિતામહ પડયા ત્યારે તેમનુ શરીર અર્જુનના બાણોથી બધુંજ વિંધાઇ ગયું હતુ. બાણુ એટલાં બધાં ભોકાયાં હતાં કે તે ઉભા હતા અને પડયા ત્યારે બાણોની સય્યા ઉપર તેમનુ શરીર અદ્દર રહેવા પામ્યું હતું. ફક્ત માથું નીચે લટકતું રહી ગયુ. પાસે ઉભેલા દુર્યોધન, અર્જુન વીગેરેને તેમણે માથા નીચે ઓશીકું મૂકવાનું કહ્યું. દુર્યોધન જઇને સુંદર ઓશિકાં લઇ આવ્યો ભિષ્મે તે દૂર ફેંકયા અને અર્જુન સામે જોયું. તરતજ ધનુંષ ઉપર બાણુ ચઢાવી અર્જુને એક બાણુ માથા નીચે માર્યું અને તેના ટેકાથી માથું ઉચ્ચુ રહ્યું. પછી ભીષ્મ બોલ્યા. જે ઠેકાણે જે શોભે તેવુંજ અર્જુને કર્યું છે. ધન્ય છે એની બુદ્ધિને !

આ દ્રષ્ટાંતથી સદ્વિવેકી વાંચકોને સંજોગોને અનુકૂળ થઈ કેવી રીતે વર્તવું એ સ્પષ્ટ થયું હશે.

ઉંચા ચિંતનો કરતાં જઇ, રાજસ તામસ વ્યાપારોને છોડી દઇ જાણેલા પ્રાપ્ત સાધનોને અનુભવમા મૂકી આગળ **વેગથી ધસો. એ આરંભક પ્રથમ સૂચન છે.**

( ૩ )

જપના અભ્યાસીઓને કેટલીક સરળ સૂચના આ વિભાગમાં આપવામાં આવશે,

વાતો બે પ્રકારની છે. અંદરની અને બહારની. અંદરની વાતને આપણે વિચાર કરવાની ટેવ એવું સામાન્ય નામ આપીએ છીએ. બહારની વાતો તે વૈખરી વાણીનો સ્થુલ વ્યાપારજ છે. અને તે તો જાણીતીજ છે.

અંદરની વાતચીત કોની સાથે કરવાની હોય છે. આપણા મન, અને આપણા આત્મા સાથે, આપણા ધ્યેય સાથે, બહારની વાતચીત આપણા મિત્રાદિ સાથે, પ્રથમ મુખ્ય છે. બીજી ગૌણ છે. આપણે મુખ્યને વિસારી ગૌણને મુખ્ય બનાવી દીધી છે. અને તેથીજ આત્મિક ઉન્નતિ જે યથાર્થ અનુભવવી જોઇએ તે અનુભવી શક્યા નથી. આપણા ભૂતકાળના વખતનું આપણે શાંત રીતે અવલોકન કરીશું તો જણાશે કે વિશેષ કરીને બહારની વાતચીતમાજ સમય વ્યતીત કરી દીધો છે. ઉત્તમ પ્રકારનું ખાતર વૃક્ષને વધારે વિકસાવે છે. તે પ્રમાણે અંતર્યામિ સાથેની વાતચીત જીવનમાં દિવ્યતા અને શાંતિ પ્રકટાવે છે. તે જ્યાં સુધી ન કરીએ ત્યાં સુધી આપણે જ્યાં હોઇએ ત્યાંના સાંજ અનુભવીએ છીએ. બહારની વાતો એ કાચા રંગ જેવી છે. ક્ષણમાં તેની છાપ પાણી અડકતાં ભુંસાઇ જાય છે. અંતરની વાત પાકા રંગ જેવી છે, તે ભુંસાતી નથી.

હે સંસારના દુઃખરૂપી તાપથી દગ્ધ થએલા બાંધવો ? અને બ્હેનો ? તમે કદીએ તમારા દુઃખના તાપથી મુક્ત થઇ શિતલતા પ્રાપ્ત કરવાં પ્રભુ સ્મરણરૂપ ગંગા સ્નાન કર્યું છે ? તમારા સંબંધીઓ અને મિત્રો મળતાં તમારા દુઃખનું સુંદર રીતે ગાન કરો છો. મને આ દુઃખ છે, તે દુઃખ છે, અમુક આપત્તિ છે, કષ્ટ છે, એવું એવું લાંબા પહોળા હાથે જણાવો છો પણ તમે કદીએ તમારા દુઃખની વાત શાંત ચિત્તે ઇશ્વરને કરી છે ખરી ? તમે આર્દ્ર હૃદયે તેની પ્રાર્થના પણ ઘડીભર સાચા ભાવથી કરી છે ? દુઃખથી મુક્ત કરવાનું જેનામાં સામર્થ્ય છે એવા પ્રભુની આગળ તમે મૂક થઇ રહ્યા છો. આગળ વધી કહું તો તમારા સ્રજનહાર પાલકનેજ તમે ભૂલી ગયા છો. અને જે સંબંધીઓ અને મિત્રોમાં તમારા દુઃખને ટાળવાનું સામર્થ્ય નથી. તેને તમે દુઃખકથા કહો છો. પંઢ મનુષ્ય આગળ તમે મર્દાનગીની વાર્તા કરો છો. કાયરને વીરતાના પાઠ ભણાવો છો પણ તમે ગમે તેટલી વાતો કરશો તો પણ પંઢને કદી મર્દાનગી આવનાર નથી અને કાયર પોતાની બીક છોડનાર નથી.

સંસારના મનુષ્યો તરફ આંખ ઉઘાડીને જુઓ. તમને શું જણાય છે ? શું તેઓ સંપૂર્ણ અંશે સુખી છે ? કંઇને કંઇ દુઃખ તો તેમને વળગેલું હોયજ છે, કોઇને સંતતિ નથી તો તેનું દુઃખ છે. અને કોઇને સંતતિ છે પણ નામ ડુબાવનાર નીકળી તેનું દુઃખ છે, કોઇને ધન સાચવવાનું દુઃખ છે તો કોઇને ધન મેળવવાનું દુઃખ છે, કોઇને ગૃહભંગ થવાનું દુઃખ છે. તો કોઇને મારવાડની મઉ જેવી ગૃહભાર્યા મળ્યાનું દુઃખ છે.

અને આ પ્રમાણે કંઇને કંઇ દુઃખ તો દરેકને શીર લાગેલુંજ હોય છે. તમારા સંબંધીઓ પણ તેઓ પૈકીનાજ છે. હવે વિચાર કરો કે જે જાતે દુઃખી છે તે તમને સુખી શી રીતે કરી શકશે. આ પ્રમાણે હોવાથી તમારા મન સાથે હવે નિશ્ચય કરો કે પ્રભુના સિવાય કોઇની આગળ પણ દુઃખની વાત કહેવી નહિ. જ્યારે પણ અન્યની આગળ એ કહેવાની વૃત્તિ થાય ત્યારે નીચેનું પદ્ય શાંત રીતે ગાજો.

પદ.

(દઇએ અંતરની આશિષ-એ લય.)

પ્રભુ હું આપનું શરણુ લઇશ;
બીજા માર્ગે વિષે નવ જઇશ.

વ્યાધિ આવી તનુને પીલે, આધિ નાંખે ભલે દુઃખ ચીલે;
પણ કોઇ સમીપ ના સુખ બહીલે, મુજ દુઃખની વાત કહીશ-પ્ર.
જીવ આપે દુઃખી દુઃખ શું ટાળે ! બુડતો બીજાને બુડાડે;
કહો અશાંત શાંતિ શું પમાડે ! મેં જોયું ફરી જગદિશ-પ્ર.
ભીખારી સમીપ શાની ભીક્ષા, વિષયીજન આપે શું દિક્ષા;
કહો કેદી કરી શકે શું શીક્ષા, જે આપે આપ ગ્રસિત-પ્ર.
તેથી મે શરણુજ આપ ગ્રહ્યું, મુજ મન તમ પદમાં લિન રહ્યું;
આશ્રય પ્રભુ પામી મસ્ત લહ્યું, સઉ ચિંતા ગઇ જગદિશ-પ્ર.
પ્રભુ ! અબળાના સાચા છો બેલી, મૂકતા નથી ભક્તજકો હેલી;
કરો સહાય જણાતા પળ છેલી, હે કરૂણામય શ્રી ઇશ-પ્ર.
તમને ભજતાં સઉ દુઃખ જતાં, જેમ નાશે તિમિર રવિ ઉગતાં;
રહો અમ અંતરમાં ઝળહળતા, હું પ્રાર્થું નામી શીશ-પ્ર.

ઇશ્વરાભિમુખ વૃત્તિ સંયમદ્વારા હરહમ્મેશ રાખો, સાધન માત્રનો એ સાર છે. મનમાં નકામા વિચારોને પ્રવેશવા ન દો ફલાણા દિવસે ફલાણાએ મને અમુક કહ્યું હતું. ફલાણાએ તેમ કહ્યું હતું એવી રીતે ભૂતકાળના ચિંતનો મનમાં થવા દેવાની કશીજ જરૂર નથી. તેનાથી સહજ પણ લાભ થતે નથી, પણ ઉલટી હાની થાય છે. મનને જેની જરૂર છે તે સચ્ચિંતન રૂપ ખોરાક આપણે આપતા નથી અને નકામે કચરો ભરીએ છીએ તેની અસર શરીર મન અને આત્મા ઉપર પ્રતિકૂળજ થાય છે. વિચાર અને શરીરને પણ એક રીતનો સંબંધ છે. જેવા વિચાર તેવી શરીરપર અસર થાય તેથી આ બાબત ધ્યાનમાં રાખવાની જરૂર છે.

( ૪ )



વ્યવહારમાં આપણે ઘણી વખત જોઇએ છીએ કે વહેંચણીની તકરાર ઘણી મ્હોટી છે. વારસાના હકના મ્હોટા મ્હોટા કજીયા કોર્ટમાં જાય છે, અને તેથી આ વહેંચણી યથાર્થ થતી જોઇએ. થોડા વર્ષો ઉપર સ્વામી નારાયણ સંપ્રદાયના મૂળ પુરૂષ પુજ્ય શ્રી સહજાનંદ સ્વામી પણ આ સામાન્ય સરખી બાબતને મહત્વ આપી પોતાની હયાતીમાંજ શિષ્યોને વહેંચણી કરી આપી હતી. વડતાલની ગાદી રઘુ વીરપ્રસાદને આપી; અને અમદાવાદની ગાદી બીજા શિષ્યને આપી વડતાલમાં સંપત્તિ અધિક ગઈ ત્યારે અમદાવાદ તરફ

પોતેજ રહ્યા. બનેને સંતોષ થયો. અને વહેંચણીનું કામ સુખરૂપ પાર ઉતર્યું.

આ દ્રષ્ટાંતથી આપણે સમજવાનું એટલુંજ છે કે વહેંચણીનું કામ એ સામાન્ય નથી. શ્રી સહજાનંદ સ્વામી જેવાને પણ તેથી એ કામ પોતાની હયાતીમાંજ ઉકેલી લેવું પડયું હતું. તે તો કેવલ મુક્ત હતા. તેમને એ કાર્ય કરવાની કાંઇ જરૂર ન હતી પણ વહેંચણીના કામની મહત્વતા દર્શાવવા ખાતર તેમણે એ હાથ ધર્યું હતું. મહાપુરૂષો જે કાંઈ ક્રિયા કરે છે તે ઉપરથી તો બધાને સામાન્ય સરખીજ લાગે છે. પણ વિચાર કરીને જોઇએ તો તેમાં ઘણું મહત્વ રહેલું હોય છે. તેઓ જગતના મનુષ્યના બોધ અર્થેજ પોતાની સામાન્ય જણાતી કૃતિઓને પણ કરે છે. આ સંબંધી દ્રષ્ટાંત.

જ્યારે સીતાનું હરણ રાવણે કર્યું ત્યારે રામ ઘણાં શોકાકુલ થઇ ગયા. વિરહી દશામાં તેઓ પર્વતને, વ્યાઘ્રને વૃક્ષને એમ બધાને સીતાના સમાચાર પૂછવા માંડયા. અને કોઇ તરફથી ઉત્તર ન મળતો એટલે આંખથી અશ્રુ સારતાં ફરતાં હતા, એવામા આકાશ માર્ગેથી ગમન કરતા શંકરના જોવામાં રામ આવ્યા. તરતજ તેમણે હે ત્રિભુવન પતિ આપને પ્રણામ છે. એમ કહી નમસ્કાર કર્યો. પાર્વતીએ પૂછ્યું કે તપસ્વી વેષે ફરતા અને સ્ત્રીના શોકથી વ્યાકુળ બનેલા પુરુષને આપે ત્રિભુવન પતિ કહી પ્રણામ કેમ કર્યા. જો એ ત્રિભુવન પતિ હોય તો પોતાની પ્રિયા કયાં છે અને કોણ લઇ ગયું છે તેની ખબર તેમને હોવીજ જોઇએ, ને કાંઇ આમ શોક કરે નહિ. મહાદેવ બોલ્યા

મેં જે કર્યું છે તે યથાર્થજ કર્યું છે. પાર્વતી બોલ્યાં કૃપાનાથ મને એ સત્ય લાગતું નથી. આજ્ઞા હોય તો પરિક્ષા કરી આવું. મહાદેવે કહ્યું, સુખેથી જાઓ. પણ પરિક્ષા કરવા જતાં ક્યાંય પોતાની પરિક્ષા થઇ ન જાય તે સંભાળજો. બહુ સારૂં કૃપાનાથ કહી પાર્વતીદેવી ગયાં અને જ્યાં રામ ફરતા હતા તેની પાસેનાજ એક ઝાડ આગળ સીતાદેવીનું કૃત્રિમરૂપ ધારણ કરીને તે ઉભાં રહ્યાં. રામ તે સ્થાને આવતાં તરત હાથ જોડી સામે આવ્યાં. તરતજ રામે સામા પ્રણામ કરીને કહ્યું કે હે દક્ષ તનયા? ભોળાનાથ ક્યાં છે? આજે આમ એકલાં કેમ? સીતા વેષે પાર્વતીજી શરમાઇ ગયાં પોતાની પરિક્ષા જોવા તે આવ્યાં હતાં એમ રામચંદ્રજી પોતાની યોગ શક્તિથી જાણતાં હતા એટલે તેમને સહજ ચમત્કાર પણ બતાવ્યો. પાર્વતીજી જ્યાં જુએ ત્યાં તેમને રામ રામ અને રામજ દૃષ્ટિએ પડયા. જડચેતનના અણુંએ અણુંમાં પ્રભુનું ગુપ્તરૂપ તેમને જણાયું. સકળ વિશ્વ રામમય નિહાળી તેમણે કહ્યું, પ્રભુ આપની લીલા અકલ છે, આપ ઇશ્વરાવતારજ છો. આપનો મહિમા મેં જાણ્યો. આપની કૃત્તિ વ્યામોહને ઉપજાવે એવી હોવાથી મેં પરિક્ષારૂપ સાહસને ખેડયું હતું. આપ સર્વજ્ઞ છતાં એક સામાન્ય મનુષ્યની માફક વિરહથી વ્યાકુળ થાઓ તે જોઇ મને ભ્રાંતિ થઇ હતી. રામચંદ્ર બોલ્યા. જગન્માતા વ્યામોહ અને ભ્રાંતિ જેવું મારા વર્તનમાં કશુંજ નથી. તમે જુઓ છો કે હું અત્યારે ઇશ્વર રૂપમાં નથી પણ મનુષ્ય છું. હું જો મનુષ્ય ધર્મના વ્યવહારો ન કરૂં તો જ।સમાજ શું

કહેશે, "રામ કરીને એક પુરૂષ હતો, પોતાની સ્ત્રીનું હરણ થવા છતાં પણ તેને શોક ન થયો એવો નિષ્ઠુર હૃદયનો તે હતો," આવાંને આવાંજ મારા સંબંધમાં વાક્યો બોલાશે, અને તેથી મારે તો આ મનુષ્ય ધર્મને બરાબર સાચવવાનો રહ્યો.

પાર્વતીજી આ ખુલાસાથી સંતોષ પામ્યાં અને ગયાં. મહાદેવે પૂછ્યું. દેવી ? પરિક્ષા કોની થઇ તમારી કે રામની ? દેવીએ ઉત્તર આપ્યો. 'મ્હારી' આ દ્રષ્ટાંતથી સમજવાનું એટલુંજ છે કે મહાપુરૂષોની સામાન્ય ગણાતી કૃતિઓ તે સામાન્ય છે એમાં તે શું એમ ગણી ઉપેક્ષા કરવી નહિ પણ તેનાં રહસ્યને જોવું.

હવે આપણે વહેંચણીના મૂળ વિષય ઉપર આવીએ.

મનુષ્ય જો પોતાના સ્વરૂપનો વિચાર કરશે તો તેનામાં તેને બે અંશો વ્યાપી રહેલા જણાશે પ્રથમ અંશ શિવત્વનો બીજો અંશ જીવત્વનો, આત્માના બે પુત્ર રૂપ તેને ગણવા હોય તો પણ ગણી શકાય.

જીવત્વના અંશો જડતા અને પ્રકૃતિના સ્થુલ ગુણો છે. શિવત્વના અંશો ચૈતન્ય અને પરમતત્વ છે. સારા વિચારો સચ્ચિંતન, શાંતિ એ શિવત્વના વિચારો છે. દુઃખ, ભય, ભ્રાંતિ એ જીવત્વના હકો છે.

હરામી છોકરો હોય તે બધુંજ લઇ જાય છે તેમ જીવત્વ આત્માની વાસ્તવ સંપત્તિને ખેંચી જાય છે, અને પોતાના અસદ્ વર્તનથી જુગારી મનુષ્ય જેમ સઘળુંજ ખોઇ બેસે તેમ એ સંપત્તિનો દુરૂપયોગ કરી દુઃખને ઉપજાવે છે.

અને તેથી જો આપણે ખરેખરા પ્રમાણિક હોઇશ તો યથાર્થ વહેંચણી કરી લેવી જોઇએ.

પ્રત્યેક મનુષ્યના અંતઃકરણમાં જોઇશું તો હું અને મારૂં એ અભિમાન ઘર કરીને રહ્યું છે. આ મારૂં છે એવા અભિમાનને લઇનેજ સઘળી પ્રવૃત્તિઓ થાય છે. આપણે જો ન્યાયી હોઇએ તો આ હું અને મારાનીજ યથાર્થ વહેંચણી કરવી જોઇએ. હું ક્યાંથી જન્મ પામે છે. આત્માના મૂળમાંથીજ હું પણાનો ધ્વનિ સ્ફુરે છે. વસ્તુતઃ તે આત્માની પોતાની મીલકત છે આપણે તે જીવત્વને સોંપી દીધી છે. જીવત્વે તેના ઉપર મારાપણાના અધ્યાસો દૃઢ કર્યા છે. અને હું ના વાસ્તવ બગાને ઢાંકી દીધું છે કાળી હાંડીના દીવાના પેઠે આ દશા થઇ છે. તેથી હુંપણારૂપ એ મૂડીને આપણે આત્માને સોંપી દઇએ અને સાથે મારાપણા રૂપ ભાવ પણ તેનેજ આપીએ તો આપણે યથાર્થ વહેંચણી કરી કહેવાય.

જ્યારે હું અને મારૂં અર્થાત આપણું અહંમમત્વ આત્માને-પરમાત્માને સોંપીએ ત્યારે જીવત્વને શું સોંપવું ? જીવત્વને સોંપવાનું તો ઘણું મહોટું છે જેમ વડતાલની ગાદીમાં સંપત્તિ અધિક ગઇ તેમ જીવત્વને પણ આપણે અધિક આપવાનું છે. અને તે કર્તવ્યપરાયણતા છે કેમકે કર્તવ્યની મૂડી પણ કંઇ ન્હાની સુની નથી તેથી જીવત્વને કહેવું કે ભાઇ તું તારે કર્મો કર્યા કર. શુભ કર્મોમાં રચ્યું પચ્યુ રહે તેનાથી તને સુખ છે. વાસ્તવ રીતે તારી કર્મ એજ મૂડી છે. એ મૂડીને જેમ વધારીશ તેમ તારી નિકટ સુખ સંપત્તિને ખેંચી લાવીશ.

જ્યારે અહંમમત્વ મૂકી આત્માને સોંપાય છે ત્યારે તેનું પરિણામ શું આવે છે? જીવને પછી કર્તાપણાનું ભાન રહેતું નથી. તે તો ફક્ત કર્મસંગી છે. આત્માને એ મૂકી સોંપાયા પછી આત્માનો અંશ જે પરમાત્મા તેને તેના ઉપયોગનો હક રહે છે. પરમાત્મા નિરાશ્રિતોને પણ આશ્રય આપે છે ત્યારે આતો તેમનેજ સઘળો ભાર સોંપી દેનારનું તે રક્ષણ કરે તેમાં નવાઈ જેવું શું છે?

ઇશ્વરની ઇચ્છામાં આવે તેમ થશે. પરમાત્મા કોઇનું કદી અહિ કર્તાજ નથી. એ પ્રકારના દૃઢ વિશ્વાસથી તમારા આંતર બારનો સઘળો પોટલો પ્રભુને સોંપીદો. પ્રભુદર્શનની આતુરતા પ્રગટાવી તમારા મન સાથે કહો કે,

પદ.

એકવાર મળે તો હું દુર્બળ તો પણ દોડીને હૃદય શું ભેટી પડું,
કંઇક કાળથી છૂટું પડેલું હું લોહું, એ ચુંબકને જઈ સહજે અડું,
એકવાર જુએ તો એ કમલનયનને, હસીત નયત હું બનાવી દઉં,
મારૂં હૃદય એ હરણ કરે તે પહેલાં, એમનું હરણ કરી હું લઉં.
એકવાર વદે તો તો એ વચનામૃત; પાન કરીને હું અમર થાઉં,
ઉર શાંતિને આનંદ પામીને, હું પછી અંતરથી નિત્ય તૃપ્ત રહું.
એકવાર શુણે તો તો દીનપણે, મુજ હૃદય વ્યથાને ખાલી કરૂં,
મારા આંતરબારનો પોટલો આપો, તરત પ્રભુને માથે ધરૂં.
એકવાર કદી પ્રભુ દર્શન દે તો, આનંદથી જય જય ઉચ્ચરૂં,
જન્મ સાર્થક માનીને ત્યારથી હું નવ કોઇને કાંઇ કહું કે કરૂં;

જપના અભ્યાસીએ પોતાની ઇચ્છા શક્તિને જપમાં વાળવી જોઇએ. ઇચ્છા શક્તિને તેમાં વાળ્યા વગર એટલે જપમાં રસ પ્રકટાવ્યા વગર કોઇ કાળે પણ જપ ફળને આપતા નથી. વિના રસપૂર્વક કરેલાં કરોડ કામ જ્યારે નિષ્ફળ જાય છે. ત્યારે રસપૂર્વક કરેલું એકજ કામ પછી ભલે તે ક્ષુદ્ર હોય તોપણ સફળ થાય છે.

ઇચ્છાના સંબંધમાં તો અમારા આગલા લેખોમાં ઘણું કહેવાયું છે. ઇચ્છા મનુષ્યને સન્માર્ગમાં પણ પ્રેરે છે. તેમ દુઃખમાં પણ પ્રેરે છે. તે ઉપયોગી પણ છે અને નિરર્થક પણ છે. શાસ્ત્રકારો આ ઇચ્છાને બંધ કરવા કહે છે પણ ઇચ્છાનો સ્વભાવ એવો છે કે તે સ્વતઃ ઉત્પન્ન થયાજ કરે છે. અને તેથી એટલું ધારી શકાય છે કે તે છેક નિરર્થક વસ્તુતો નથીજ. મનુષ્ય જો ધારે તો તેના ઉપયોગ વડે આ નર દેહે પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતારી શકે. ઉન્નતિ માર્ગમાં સાધન માર્ગમાં ઉત્તરોત્તર ગતિ કરાવનારી ઇચ્છા કોણ કહી શકશે કે તે નકામી છે.

સો વર્ષ પૂર્વે જાડાં વસ્ત્ર વણાતાં હતાં કોઇ હૃદયની ઇચ્છા પાતાળ વસ્ત્રો વણવાની થઇ. તો આજે પાતળા વસ્ત્રો પણ અનેક સ્થળે વણાય છે. ઇચ્છા નથી તેનો વિકાસ નથી. તે વધતો નથી. વ્યવહાર તથા પરમાર્થ બંનેમાં ઇચ્છાની જરૂર પડે છે. સ્વયંતકમણીમાં એવું સામર્થ્ય હોય છે કે તે જળની પાસે ધરવામાં આવે તો જળ આગળ પાછળ થઇ જઇ માર્ગ

કરી આપે છે. તે પ્રમાણે ઇચ્છા પણ હૃદયમાં પ્રગટતાં એની મેળેજ માર્ગ કરી લે છે. ઇચ્છા એવા સામર્થ્ય અને બળવાળી છે કે તે ધારેલું પ્રાપ્ત કરાવે છે વ્યવહારમાં સામાન્ય રીતે પૂછાય છે કે ઇચ્છા છે છતાં મળતું કેમ નથી. તો તેનો જવાબ એકજ છે કે ઇચ્છા છે અને પ્રવૃત્તિ નથી તો કેમ કરીને મળે? ઇચ્છા છે પણ બળવતી નથી, અનેક પ્રકારોમાં તેનું બળ વહેચાઇ ગયલું છે તો કેમ કરીને મળે?

કયાં જંગલ? કયાં કપાસ? કયાં સાંચો? કયાં રૂ? અને કયાં આ તમે પહેરેલું વસ્ત્ર. વસ્ત્ર પહેરવાની તમારી ઇચ્છાએ અન્ય હૃદયોદ્વારા એ સર્વ સાધનોની એકત્રતા કરાવી છેવટ વસ્ત્રમાં પરિણામ આણ્યું કે જે તમે અત્યારે પહેરેલું છે. આજ પ્રમાણે અંતઃકરણની સાચી ઇચ્છા જો તે બળવાન અને વિશુદ્ધ હોય છે તો તમારા ધ્યેયને અને તમારા સુખને તમારી પાસે ખેંચી લાવ્યા સિવાય રહેતીજ નથી. વિશુદ્ધ ઇચ્છાના બળે ઇંદ્રના ઇંદ્રાસનો પણ ડોલે છે. કૈલાસ પર્વત પણ ધ્રુજે છે. અને ક્ષીરસાગરમાં પોઢેલા પેલા વિષ્ણુભગવાનને ચોગનિદ્રા ત્યાગી તે પુરૂષની પાસે આવવું પડે છે.

ઇચ્છાની સફળતા કેમ થતી નથી એવો વિચાર તો લાવશોજ નહિ. આજે નહિ તો બે પાંચ વર્ષે પણ એને સફળ થયા વગર તો છૂટકોજ નથી. તેને બરોબર વળગેલા રહો એટલે બસ.

જીવનમાં તમારે પ્રાપ્તવ્ય શું છે તેની ઇચ્છા કરો અને તેને વળગી રહો. જ્યાં સુધી તે સફળ ન થાય ત્યાં સુધી

બીજામાં માથું ન મારશો. નહિ તો નહિ ખુદા મીલા, નહિ કંઇ મીલા, ન ઇધરકે રહે ન ઉધરકે રહે. ના જેવી દશા થશે.

મનુષ્યને પરમ પ્રાપ્તવ્ય જેવું કાંઇ હોય તો તે **શાંતિજ** છે શાંતિની શોધમાં મનુષ્યો રાત્રિ દિવસ ભૂતની પેઠે ભમે છે. કોઇપણ ઉપાયથી સાચી શાંતિ પ્રાપ્ત થાય તો તે પ્રાપ્ત કરવા તેઓ તૈયાર છે. પરંતુ જગતભરના વ્યવહારોમાં શાંતિનું પદ શોધ્યું એ જણાતુ નથી ત્યારે એ શાંતિ શી રીતે આવી શકે ? ફક્ત **ધ્યાનથીજ**. દુનિયાના વિચારોને ભૂલીને પોતાના ઉપર પડેલી અનેક જાતના જમાને કાઢીને મનુષ્ય જ્યારે ધ્યાની થાય છે ત્યારે સુખસ્વરૂપ આત્મા સાથે તેની એકતા સંધાય છે. અને આ એકતા જેટલા પ્રમાણમાં સંધાઇ હોય છે તેટલા પ્રમાણમાં તે મનુષ્ય શાંતિને પ્રાપ્ત કરી શકે છે.

શાંતિ બહારના પદાર્થોમાં નથી. તે અંતરમાંજ છે. અને તેથી એ અંતરની શાંતિને પ્રાપ્ત કરવાને માટે ધ્યાનના માર્ગનો આશ્રય લો. તમારા ધ્યાનમાં પ્રતિબંધક જે જે કારણો જણાતા હોય તેને દૂર કરો. અને ધ્યાનકાળે તમારા ધ્યેય સ્વરૂપ તથા ઇષ્ટ મંત્રના જપ વિના અન્ય કશુંજ ચિંતન ન કરો. એટલે કોઇ અણધારી ક્ષણે તમારૂં ધ્યેય સ્વરૂપ આકાશમાંથી જેમ વિજળી ઝબકે છે તેમ ઝળકારા મારતું તમારી સમીપ આવશે.

તમારે ગમે તેટલાં કાર્યો કરવાના હોય તેને ગૌણ માની મુખ્ય કાર્ય ધ્યાનને ગણજો. અત્રે કહેવાનો ભાવ એમ નથી

કે શરૂઆતમાં પણ અભ્યાસકે તે બધાંજ કાર્યો છોડી દેવાં. પણ તેને બહુ મહત્વ ન આપવું અને મનને પેલા મહત્વના કાર્યં ધ્યાનમાં જોડેલું રાખવું. એજ આશય છે આજથી એવી પ્રતિજ્ઞા લો કે મારે અમુક વખત રોજ ધ્યાનમાં બેસવુંજ અને મારા ધ્યેયસ્વરૂપ વગર બીજા કશાના વિચાર ન કરવાં તમારી આ પ્રતિજ્ઞા અવશ્ય ફળશેજ.

ધ્રુવ્ સરખા નહાના બાળકે પાંચ વર્ષની વયે ઇશ્વર સાક્ષાત્કારની પ્રતિજ્ઞા લીધી હતી. તો છ માસમાં તેની પ્રતિજ્ઞા ફળી અને અવિનાશી પદ પ્રાપ્ત કર્યું. અર્જુને બીજા દિવસના સૂર્યાસ્ત સુધીમાં જયદ્રથને મારવાની પ્રતિજ્ઞા લીધી. પોતાનાથી આ કાર્ય થઇ શકશે કે નહિ એ તેણે ન વિચાર્યું, એટલે છેવટે કૃષ્ણ ભગવાનને તેની ચિંતા થઇ અને અર્જુનની પ્રતિજ્ઞા સફળ કરાવી.

આ દ્રષ્ટાંતોથી સમજવાનું એટલુંજ છે કે શુદ્ધ પ્રતિજ્ઞા લેનારને તેની સહજ કસોટી કરીને ઇશ્વર તે પાર ઉતારવાનું બળ આપેજ છે.



## (૫)

જપના અભ્યાસીએ શું કરવું અને શું ન કરવું તે આ વિભાગમાં ચર્ચીશું.

જપનું સ્થાન જ્યાં બહારનો કોલાહલ ન હોય ત્યાં હોવું જોઇએ. તેમ જપ કાળે તે ઘરમાં રહેતાં અન્ય મનુષ્યોયે પોતાના કાર્યોથી પેલા અભ્યાસકને વિક્ષેપ પાડવો ન જોઇએ અને બને તેટલી શાંતિ જાળવવી જોઇએ.

અભ્યાસકે સઘળા વિચારો છોડી દઇ ફક્ત જપ અને તેના ધ્યાનમાંજ વૃત્તિ તલ્લિન રાખવી. અને નેત્ર બંધ કરી મનને જેમ બને તેમ શાંત કરવા હૃદયના અંતરાલમાં ઉતારવાનો પ્રયત્ન કરવો.

જપ કાળે આંખો ઉઘાડી રાખવાથી બાહ્ય વિષયના સંસ્કારો નેત્ર દ્વારા મન ઉપર પડયાજ કરે છે. અને તેથી નેત્ર મીંચીનેજ જપ કરવાની જરૂર છે.

બંધ આંખોનું સામર્થ્ય કાંઈ જેવું તેવું નથી. અંધ આંખો અને બંધ આંખો એ બનેમાં ફેર છે. અંધ આંખો જોવાના સામર્થ્ય વાળીજ નથી. બંધ આંખો જોવાના સામર્થ્ય-વાળી છે છતાં તેને બધ રાખી હોય છે, અને તેથી તેમાં બળ ઉભરાય છે.

આ સંબંધમાં એક સરસ દૃષ્ટાંત આપીએ.

કૌરવોનો પિતા ધ્રુતરાષ્ટ્ર આંખે આંધળો હતો. તેમની સ્ત્રી ગાંધારીએ પતિની આંખો ન હોવાથી પોતાની આંખે પણ પાટા બાંધી રાખ્યા હતા. પતિ સંસારના કોઇપણ દૃષ્ય પદાર્થો જોઇ ન શકે ત્યારે પતિનેજ સર્વાંશે અનુસરનારી પતિવ્રતા કેમ કરીને જુએ ? અને જુએ તો તેને એ પદાર્થો ઉપર મોહ થાયને. તેથીજ એ કુલિન સતિએ આંખે પાટા રાખ્યા હતા.

મહાભારતનું યુદ્ધ ચાલતું હતું તે પ્રસંગે દુર્યોધને એક વખત સહદેવ (પાંડવોના ભાઇ) પાસે જઇને પૂછયું કે ભાઈ મારૂં શરીર આખું વજ્રનું કેવી રીતે થાય. અને મને હથીયારોના ઘા લાગે નહિ એવો ઉપાય બતાવો. સહદેવને ભૂત ભવિષ્ય અને વર્તમાનનું જ્ઞાન હતું પણ તે સાથે એવો નિયમ હતો કે કોઇને પણ પૂછયા વગર પોતે જાણતા હોય તે છતાં કંઇપણ બાબત કહેવી નહી. અને જે પૂછવા આવે તેને સત્ય માર્ગ દર્શાવવો. એટલે આ પ્રસંગે તેમણે દુર્યોધનને કહ્યું કે ભાઈ એકજ ઉપાય છે. અને તે એજ કે તમારી માતા ગાંધારી જો તમને એક વખત પોતાના નેત્રના પાટા છોડી આખા શરીરે જોઇ લે તો પછી તમારૂં શરીર વજ્રનું થઈ જાય.

દુર્યોધન ખુશ થતો થતો ત્યાંથી ગયો, એક બીજાને યુદ્ધ ચાલતું હતું છતાં સહદેવની સત્યવાણી ઉપર તેણે સંપૂર્ણ વિશ્વાસ હતો એટલે તેણે હસ્તિનાપુર તરફ ગમન કર્યું,

પેલી તરફ સર્વાન્તર્યામી પરમાત્માનો ચિંતા થઇ કે આ સહદેવે તો ખરો ઉપાય બતાવી દીધો પણ દુર્યોધનના પાપ કર્મ કેટલાં બધાં છે. કે તેનો નાશ નક્કી છે. એટલે આ વરદાનથી તો કર્મફળદાતા સત્તાનો પણ અવરોધ કરવા જેવું થયું હવે મારે વચ્ચે પડી સત્તાતુલાનું ત્રાજવું બરોબર રાખ્યા વગર છૂટકો નથી* તરતજ તેમણે હસ્તિનાપુરમાં માયાવી માળીના વેષે જઇ દુર્યોધન પોતાની માતાના મહેલ આગળ જતો હતો ત્યાંજ મુકામ નાંખ્યો. સમય મધ્ય રાત્રીનો હતો. અને દુર્યોધન નગ્ન શરીરે માતાની પાસે ચાલી આવતો હતો. માળી થઇને બેઠેલા ભગવાને પૂછ્યું કે તું કોણ છે? અને આમ નગ્ન શરીરે ક્યાં જાય છે? દુર્યોધને કહ્યું હું દુર્યોધન છું. મારા ભાઈ સહદેવે ઉપાય બતાવ્યો છે અને તેથી આ આખું શરીર માને બતાવા જાઉં છું જેથી વજ્રનું થઈ જાય. ભગવાન બોલ્યા. ભલા માણસ ઉમર લાયક થયા પછી માની પાસે તે આમ ઉઘાડા શરીરે જવાતું હશે.

---

ભગવાનને વચ્ચે પડવાનું બીજું પણ કારણ હતું. દ્રૌપદી વસ્ત્ર હરણ વખત દુર્યોધને એ સતિ સ્ત્રીને એમ કહ્યું હતું. કે હે દ્રૌપદી? હવે આ જંઘા ઉપર બેસ. તારે અંહી બેસવાનો અધિકાર છે. તારા પતિઓ જુગારમાં તને હારી ગયા છે. સતિએ તે વખત શ્રાપ આપી કહ્યું હતું કે મારૂં એ સ્થાન નથી પણ અહિં તો ભીમસેનની ગદા બેસસે કે જેના પ્રહારથી તારો નાશ થશે. આ સતિના શ્રાપને સિદ્ધ કરવા પણ ભગવાન વચ્ચે પડયા હતા.

સહદેવ ગમે તેટલો પણ તમારો દુશ્મન એને અને તમારે યુદ્ધ ચાલે છે. ટાઢે પાણીએ ખસ જાય એવો ઉપાય સહદેવે તમને બતાવ્યો. દુર્યોધને કહ્યું તમારી વાત તો સાચી લાગે છે. આ પ્રમાણે જતાં મને પણ શરમ આવે છે પણ સહદેવના વચન ઉપર વિશ્વાસ રાખી હું જતો હતો. ભગવાન (માળી વેષમાં) બોલ્યા તો હરકત નહિ. હું માળી છું આ પુષ્પનો તંગીઓ મારી પાસે તૈયાર છે તે પહેરીને જાઓ એટલે મર્યાદા પણ સચવાય અને શરીર વજ્રનુ પણ થાય. દુર્યોધનને તે વાત રૂચી. અને તંગીઓ ધારણ કરી લીધો. દુર્યોધન મહેલમાં ગયો કે પેલી તરફ ભગવાન અદ્રશ્ય થયા. પોતાની માતા પાસે જઇ તેણે કહ્યું કે હે પુજ્ય માતાજી ? હું યુદ્ધ સ્થળમાંથી આપનો પુત્ર દુર્યોધન આપની પાસે આવ્યો છું. મારા કાકાના દિકરા સહદેવે કહ્યું કે જો તમને કાકીમા એક વખત જુએ તો તમારૂં શરીર વજ્રનું થાય, તેથી કૃપા કરી પાટા કાઢી નાંખી એક વખત તમારા પુત્રને જોઇ લ્યો.

પુત્ર પ્રતિના પ્રેમને લઇ ગાંધારીએ પાટા છોડી દુર્યોધનનું શરીર જોયું. કેડથી જાંગ સુધીના ભાગમાં તંગીઓ હતો તે જોઇને કહ્યું કે પુત્ર આ કયાંથી લાવ્યો. દુર્યોધને કહ્યું. માતા મને સહદેવે તો નગ્ન શરીરે જવા કહ્યું હતું પણ મહેલના દરવાજા આગળજ એક માળી બેઠો હતો તેણે મને આવતો જોયો અને ઠપકો આપ્યો કે માની પાસે આમ જઇજ ન શકાય. મને પણ શરમ આવી અને માળીએ આપેલ તંગીઓ પહેરી લીધો.

પતિવ્રતા ગાંધારીએ કહ્યું કે પુત્ર એ માળી નહિ પણ વનમાળી હતા. અર્થાત્ ભગવાન પોતેજ હતા. એમણેજ તને આ ભૂલ થાપ આપી. સહદેવ પૂછતાં કદી પણ ખોટું બોલે નહિ સત્યજ કહે. પણ તારા કર્મના પરિણામે તને અવળી મતિ સુઝી અને ભગવાને પણ વચ્ચે પડી તને પુષ્પ તંગીઓ પહેરાવ્યો. હવે જા તારૂં શરીર વજ્રનું તો થશે પણ જેટલા ભાગમાં આ તંગીઓ પહેર્યો છે તે ભાગ વજ્રનો નહિ થાય. અને તારો નાશ થશે. ભાવિ કદી મિથ્યા થતું નથી. બંધ આંખોનું સામર્થ્ય કેટલું બધું છે તે આ દ્રષ્ટાંતથી સારી રીતે સમજાયું હશે. ભગવાન શંકરનું ત્રીજું નેત્ર હમ્મેશ બંધ રહે છે. પણ જ્યારે ઉઘાડે છે ત્યારે ક્ષણમાત્રમાં ત્રિલોકીના નાશ કરવાના બળને ધરાવે છે. આ પ્રમાણે હોવાથી જપકાળે આંખો બંધજ રાખવી.

આપણે ઇશ્વરની પાસે માંગીએ છીએ કે હે પરમેશ્વર મને સુખ આપો, મને શાંતિ આપો, મને ધન આપો, પુત્ર આપો. પણ આપણું ઇશ્વરને પ્રસન્ન કરવાનું એવું કયું સાધન છે કે જેના વડે આપણે તેમની પાસે સર્વ માગી શકીએ. રસ્તે ચાલતા ભીખારીને જેમ તમારી પાસે આવીને તમારી સર્વ સંપત્તિ માંગવાનો હક નથી તેમ ઇશ્વરની પાસે માંગવાનો તમને હકજ શું છે. તમારી એવી કઈ ભકિત છે. તમારી એવી કઇ કૃતિ છે. કે જેથી ઇશ્વર તમને માંગેલું આપી શકે. તમે તો અત્યાર સુધીમાં તમારા મનને બહારના વિષયો સાથે સંબંધ વાળું રાખ્યું છે. એટલે અંતરની વાતો તો તમને ગમતીજ

નથી. અંતઃકરણ જ્યાંસુધી ભક્તિના રંગથી રંગાયું નથી. મનના મેલો ધોવાયા નથી ત્યાં સુધી તમને શાંતિ ક્યાંથી મળે ?

જેમ કદરદાન શેઠની પાસે તેની સારામાં સારી નોકરી બજાવીને પગાર માંગવાનો આપણો હક છે તેમ ઇશ્વરની પ્રસન્નતા અર્થે સારામાં સારા પારમાર્થિક તથા ધર્મના સાધનો સાધીને આપણે કંઇ પણ માંગવાનો હક પ્રાપ્ત થાય છે. પણ અનુભવી પુરૂષો કહે છે કે વ્યવહારમાં જેમ પ્રમાણિક શેઠ પ્રમાણિક નોકરની કદર કર્યા વગર રહેતા નથી તેમ ઇશ્વર પણ પોતાની ભક્તિ કરનારને કદી ભૂલતાજ નથી. તેને વગર માગે જેની જેની જરૂર જણાય છે તે તે પ્રભુ તેને આપતાજ ચાલ્યા આવ્યા છે.

ભક્તિ એ તો નવરાની નિશાની છે આજકાલના પ્રવૃત્તિ-મય સમયમાં ભક્તિ કરવાની ફુરસદજ કયાં છે. હાલ તો કળીયુગ છે. અને પરમેશ્વર પણ બુદ્ધાવતાર ધારી બેસી રહ્યા છે. અધ્યાત્મવિદ્યા એ શું છે ? ભક્તિ એ શું છે એના રહસ્યને બરોબર ન સમજનાર કેવળ બહારના વિષયોનેજ પોતાની પ્રાપ્તિનું સર્વસ્વ માનનાર તોપચીઓ આજે ઘણાં છે. તેઓ પોતાના વાક્ પ્રહાર રૂપી તોપના ગોળા જન મંડળમાં કશા પણ અર્થ વિનાના ફાવે તેમ ગબડાવે છે. તેનાથી હાનિ થાય છે કે લાભ તેને વિચારવાનું કામ તોપચીનું નથી. બિચારો પોતાની ફરજ કરતાં અધિક બુદ્ધિ કયાંથી લાવે ? અને લાવે તો પછી ફીલ્ડ માર્શલોને રણક્ષેત્ર-

ાંથી રજાજ લેવી પડે ? માટે એવા તોપચીઓના ગોળાથી જેમને અધ્યાત્મવિદ્યા સાધવી છે તેણે ડરવાની કંઇજ જરૂર નથી. ભકિતરૂપ વજ્રનું કવચ ધારણ કરીને તેમણે તો આગળને આગળ વધવાનું છે. વજ્ર કવચ એવું છે કે તેના ઉપર તોપના ગોળા અનંત પડે તો પણ તેને કશી અસર થઇ શકતી નથી. ને તો પોતાના કવચના બળને લીધે નિર્ભય રીતે માર્ગ કાપતો આગળ ચાલ્યોજ જાય છે. કેમકે જે પ્રભુ ભકત હોય છે તેને કોની ઓથ હોય છે ? ફકત એક ઇશ્વરની. ઇશ્વરની સમર્થ ઓથ લઇને તે પોતાના મસ્તોદગાર કાઢતો જ્યાં અને ત્યાં ફરીને બોલે છે કે.

પદ (મેરા દીલ તો દિવાના તેરે લીયે એ લય)

મારે ઓથ ખરી એક આપ તણી,
આપ તણી મારા પ્રાણના ધણી; મારે૦
ફિકર નથી મારે વિકટ આ ભવમાં,
રાજો છો આપ માથે મુકુટ મણી; મારે૦
કરશે શું કોઈ મને ચઇને વીરોધી.
સસલું શું જોશે સિંહ ભણી; મારે૦
વજ્રના કોટમાં નિશ્ચિંત પોઢું હું,
છો કો છોડે તોપો અનંત ઘણી; મારે૦
ગગન વિષે જીવો જોઈ ન શકતા જે,
મારે માટે આપે હવેલી[૧] ચણી; મારે૦

સંપત્તિ[૨] આપીઆપે ઓળખે ન તેને કો,
જાણે છે સઘળા સુજને મોટો ઋણી; મારે૦
બાપ ન છેટો કરશો આગું છું એટલું હું,
આપની ઓથે ફરૂં હું બનીને ઠણી; મારે૦
નરહરિનાથ કાંઇ રહ્યું નથી માંગવાનું,
આપ જ્યાં નિત્ય પ્રાપ્ત ચિંતામણી; મારે૦

**શ્રી વિશ્વવંદ્ય**

જ્ઞાનનો ખરો અર્થ શું ? પુસ્તકોનું વાંચન એ શું ખરૂં જ્ઞાન છે ? જ્ઞાનનું ગૌણ સાધન સદ્‌વાંચનને કહી શકાય પણ તે મુખ્ય નજ કહેવાય જ્ઞાન મનુષ્યના અંતરમાંથી સ્વતઃ ઉત્પન્ન થાય છે. કેમકે અંતઃકરણમાં પરમાત્માનો વાસ છે. હલન ચલનરૂપ જે કાંઇ ક્રિયા કરવામાં આવે છે તે પણ એ ચૈતન્યને લીધેજ છે. જ્ઞાન કાંઇ કોઇનું દીધેલું આવતું નથી નહિ તો આજે કોઇ મૂર્ખ અને અવિદ્વાન રહેતજ નહિ. સત્પુરૂષો તો જે જ્ઞાનનો ગુપ્ત પ્રકાશ મનુષ્યના અંતઃકરણમાં ઢંકાયલો છે તે આવરણને દૂર કરવાનો પ્રયત્ન માત્ર કરે છે. અને તેને લઇ જ્ઞાનસ્વરૂપ આત્મા પોતાના સ્વતઃ પ્રકાશથી ઝળકી ઉઠે છે. અવિદ્યા રૂપ પ્રકૃતિથી આપણું અંતઃકરણ હચમચે છે. વ્યવહારના ક્ષુદ્ર પ્રસંગો આપણામાં ઘડી ઘડી ક્રોધ અને અશાંતિને ઉત્પન્ન કરે છે. એ ખરૂં જ્ઞાન નથી. ખરો જ્ઞાની મનુષ્ય તો એવા પ્રસંગો આવતાં તેના વિરોધી ચિંતનો શાંતિ સુખ ઇત્યાદિમાંજ નિમગ્ન રહે છે.

---

૧ તત્વજ્ઞાનમય ઉચ્ચ સ્થિતિ
૨ શ્રમદમાદિ

જ્ઞાન પ્રાપ્તિના સાધનો માટે મોટા મોટા વિશ્વાવિદ્યાલયો કોલેજો અને પાઠશાળાઓ આજે ઠામ ઠામ જોવામાં આવે છે. છતાં તેમાં શીખીને આજે સોમાંથી પાંચ માણસ પણ ભવભૂતિ, કાલિદાસ, કે શેકસપીયર થતા નથી, તેનું શું કારણ? બુદ્ધના ત્યાગની અને ઇસુની દયાની વાતો માત્ર થાય છે પણ તેવો એક પણ બુદ્ધ અને ઇશુ આજે થતો નથી તેનો શો હેતુ? તો તેનું કારણ એજ કે આ સર્વ જ્ઞાન પ્રાપ્તિના સ્થળોમાં ઉપર ઉપરના વાચનરૂપ જ્ઞાનના બાહ્ય સાધનનેજ ચપાય છે તેજ છે. જ્ઞાનનો અખૂટ ઝરો જે આત્મા પોતાનામાં ગુપ્ત રાખે છે તે આત્મા પ્રતિ અનુસધાન કરવાની. આત્મોપાસનાની સરળ યુક્તિ કોઇપણ કોલેજો અથવા પાઠશાળામાં દર્શાવાય છે ખરી? અરે તે તરફ ધ્યાન આપવાની લોકોને પુરસદજ કયાં છે? ગગન ચુંબિત હવેલી બાંધવામાં આવી છે ખરી પણ તેના પાયાનુ ઠેકાણું નથી. ભયંકર વાવાઝોડાના તોફાનથી તે ક્યારે પડશે તે નક્કી નથી.

હિંદુસ્તાનની પ્રજાએ હજી પણ જાગવું હોય તો તેને વખત છે. અધઃપતનમાં ધસડાઇ જતા દેશને બચાવવો હોય તો તેનો એકજ ઉપાય છે. અને તે આત્મોન્નતિ. એને વિસારીને તમે જેટલા જેટલા પ્રયત્ન કરશો તેટલા કદાચ શરૂઆતમાં તો તમને વિજય આપતા જણાશે પણ આખરે નિષ્ફળ જશે. જેને તમે તમારા પોતાના કરીને માન્યા હશે તેને પણ ફરી જતાં વાર લાગશે નહિ. અને તમારી નિરાશાનો પાર ન રહેશે.

આ સ્થિતિથી બચવાનો ઉપાય માત્ર આત્મોપાસનાજ

છે. ધ્યાન અને જપના પ્રભાવથી તેમાં અધિક અધિક ઉંડા ઉતરો. લોકોને અન્ય સર્વ બોધ આપવો છોડી દઇ આત્મલક્ષણો કરાવો. એવા પણ કાર્યક્રમ યોજો કે મહોલ્લાના અને ગામના લોકો આઠ આઠ અથવા પંદર પંદર દિવસે એકઠા થાય. મુખ્ય પુરૂષે તેમને આત્મોપાસનાના સરળ રસ્તા દર્શાવવા અને એક કલાક કાંઇપણ વિચારો કર્યા વગર કેવળ આત્માનાજ વિચારમાં ધ્યાન નીમગ્ન થવા કહેવું આનું પરિણામ આબાદ આવશે. આત્મોન્નતિને સાધનાર એવા એક પણ પુરૂષને ત્રિભુવનની કોઇપણ સત્તા નમાવી શકશે નહિ. પૂર્વની જાહોજલાલી પ્રાપ્ત કરવાનો આજ સરળ અને રાજમાર્ગ છે.

શરીર મન અને આત્મા એ ત્રણેનો વિકાસ કેવી રીતે થાય એવી સાચી ઇચ્છા જે મનુષ્યના અંતઃકરણમાં જાગ્રત થઇ છે તેને તો તે પૂર્ણ કેવી રીતે કરવી તેજ વિચારવાનું રહે છે. મનુષ્યનો અનુભવ જેમ જેમ વધતો જાય તેમ તેમ તેનું જ્ઞાન પણ વધતુંજ જાય છે. મનુષ્ય પ્રથમ પોતાને આ શરીર તે હું છું અથવા હું શરીરનો બનેલો છું એમ માને છે. પણ એ શરીર કે જે વિનાશને પામવાના સ્વભાવવાળું મૂળથીજ છે અને જેનો વિનાશ કોઇ દિવસ પણ નક્કીજ છે. તે શરીર ઉપર વિવિધ વ્યાધિના હુમલા થતાં તેને તેના પ્રતિની પ્રીતિ છૂટે છે અને લાગે છે કે વાસ્તવીક રીતે શરીર તે હું નથી. પણ હું તો કાંઇ બીજીજ વસ્તુ છું. આ અનુભવ થતાં પછી તે આગળ વધે છે અને પછી પોતાને મનરૂપે માને છે, મન તેજ હું છું એમ માને છે, મનની પણ

સંકલ્પવિકલ્પવાળી સ્થિતિ અનુભવતાં તેને થાય છે કે મન તે પણ હું નથી. જો હું મનરૂપ હોઉં તો તેની સ્થિરતા જોઇએ. એટલે પછી તે સ્વીકારે છે કે આત્મા તેજ હું છું. અને આજ યથાર્થ નિશ્ચય છે.

સાધુ પુરૂષને તેથી દેહની સ્પૃહા રહેતી નથી. કેમકે તે સમજે છે કે જે શરીર છે તે કાંઇ હું નથી. હું તો તેનાથી તદ્દન નિરાળો છું. રસ્તા ઉપર એક ઝાડ હોય અને તેને ગમે તે થાય તો તેનાથી જેમ આપણને કાંઇજ થતું નથી. કેમકે ઝાડરૂપ આપણે નથી. તેમ એ સાધુ પોતાના સાધન કાળે શરીરના ભાનનેજ ભૂલી જાય છે. ધ્યાનની સ્થિરતા કાળે તેના મનનો ભાવ પણ ચાલી જાય છે. પછી સમાધિભાવમાં આત્મારૂપે સ્થિર રહે છે. તેના શરીરની આજુબાજુ જેમ ચ્યવન ઋષિને લાગ્યાં હતાં તેમ ઉધાઇના પડને પડ લાગે પણ એ ઉધાઇની તાકાત નથી કે તેના શરીરમાં પ્રવેશી શકે.

મારાથી ઉચ્ચું કાંઇજ નથી એ ભગવદ્ વચનનો અનુભવ આ આત્માનુસંધાનની સ્થિતિમાં યોગી અનુભવે છે. શરીર પોતાનું શરીરપણું ભૂલી જાય તેમાંજ શરીરનો ઉત્કૃષ્ટ વિકાસ રહેલો છે. મીઠાની પુતળી જેમ પાણીમાં નાંખતા પાણીરૂપ થઇ જાય છે તેમ સમાધિ કાળે યોગી આત્મારૂપ થઇ જાય છે, ૪૦ વષની ઉમરે ધ્યાનમાં બેઠેલો યોગી ભલે પછી ૧૦૦ વર્ષે ઉઠે તો પણ તેની અવસ્થા પૂર્વે હતી તેટલીરે તેટલીજ લાગે છે. આટલું બધું સંયમમાં બળ છે.

એક વ્યાધિથી ગ્રસિત થએલું શરીર હોય, પગમાં સડો લાગ્યો હોય અને કોઇ કુશળ ડૉકટરને બોલાવવામાં આવે તો તે આવીને શું કરશે. સડેલા પગને કાપી નાંખવાનીજ સલાહ આપશે. કેમકે સંપૂર્ણ સડેલાને સુધારવું એ એના હાથમાં નથી. હવે તેજ સ્થાને એક સંયમી મનુષ્ય પોતાના સંયમ બળને લઇ એ સડેલા પગને સહજવારમાં સારો કરી નાંખશે. આ વાત કપોળ કલ્પિત નથી પણ સત્યજ છે. આપણા હિંદુ ધર્મમાં તથા ખ્રીસ્તી ધર્મમાં એવા દાખલા ઘણા છે. ઇસુએ અમુક મનુષ્યને સ્પર્શ કર્યો અને બોલતો થયો, અમુક આંખે દેખતો ન હતો તે પુનઃ દેખતો થયો એવા અનેક બનાવો તેમના ધર્મ પુસ્તકોમાં છે. તે સર્વ શું સુચવે છે. ઇસુનું અદ્ભુત સંયમ બળ. આ બળના પ્રતાપથીજ તેણે દુસ્કર જણાતાં કાર્યો સાધ્યાં હતાં.

આપણે આપણા શરીરને ઘણું ઘણું સંભાળીએ છીએ છતાં પણ માત્ર બહારના સાધનોથી તેનું રક્ષણ કરી શકતા નથી. આપણી સાવધાનતા હોવા છતાં કંઇક પ્રસંગે ચપ્પુ છરી વગેરેથી વાગે છે. વીંછી કરડે તો તેની વેદના પણ થાય છે. અને આ રીતે રક્ષાયલું શરીર બહારની ઉપાધિઓને વશ થાય છે. એજ શરીરની સ્પૃહા તથા તેના પ્રતિનો આ સક્તિભાવ છોડીને સંયમી મનુષ્ય ધ્યાનમાં લિન થાય છે. ત્યારે સાપ અને વીંછીની તાકાત નથી કે તે શરીરને ડંસ મારી વેદના ઉપજાવી શકે. સામાન્ય હથીયારની વાત તો કયાંજ રહી પણ બંદુકની ગોળી સુદ્ધાંતની તાકાત નથી કે તે શરીરને વિંધી શકે.

તમે જે સ્થાને બેઠા છો તેજ સ્થાનની પાસેના સ્થાનમાં શું છે તે તમે જાણી શકતા નથી. વચ્ચે પડદો અથવા ભીંતનો અંતરાય તમને નડે છે. પાણીની નીચે શું છે તે પણ તમારી દ્રષ્ટિથી જોઇ શકવાના સામર્થ્યને તમે ધરાવતા નથી. પણ સંયમી મનુષ્ય એ સ્થાને બેઠાંબેઠાંજ અને પોતાના નેત્ર મીચેલી હાલત હોય તો પણ તે તમને પાસેના ઓરડામાં શું છે તે કહી આપે છે. પાણીની નીચે શું છે તે પણ તેને જણાય છે.

કોઇ પણ પ્રકારના અંતરાયોને એ દ્રષ્ટિ જોતી નથી. અંતરાયોના અંતરાલમાં પણ દ્રષ્ટિને પ્રવેશવાનું સામર્થ્ય સંયમી લોચનમાં હોય છે. અનુભવી સંતપુરૂષો તેને માટે કહે છે.

"લલિતજીવનની હૃદય લલિતતા લોચનથી સમજાય."

એક સામાન્ય મનુષ્ય પોતાનો વિકાસ પોતાની નિયત કરેલી પરિસિમામાંજ માનેછે. પોતાનું ઘર, પોતાનું કુટુંબ એ એના વિકાસનું સ્થાન. ત્યારે તેનાથી ઘણાજ આગળ વધેલા જ્યોર્જ બાદશાહ જેવા રાજ્ય પુરૂષો પોતાના વિકાસનું સ્થાન પોતાનું રાજ્ય જેટલી હદમાં હોય તેટલાને માને છે. ત્યારે આત્મભાવનાને જગવેલો સાધુહૃદય મનુષ્ય આખી દુનિયાને પોતાના વિકાસનું સ્થાન માને છે. કેમકે તેની દ્રષ્ટિમાં તો **વસુધૈવ કુટુંબકંની** દિવ્ય ભાવના તરવરતી હોય છે. **આત્માનો સર્વોત્કૃષ્ટ વિકાસ એ સર્વ વિકાસનું મૂળ છે, અને સંયમ એ વિકાસને પોષે છે.**

સંયમના પ્રકારો પણ ઘણાં છે. એ ન્હાના ન્હાના પ્રકારોને પણ પૂર્ણ આનંદથી પ્રયત્નમાં મૂકનાર મહાસંયમી થઈ શકે છે. શરીરનો સંયમ, જઠરનો સંયમ, દ્રષ્ટિનો સંયમ, વાણીનો સંયમ, કાનનો સંયમ આ પ્રમાણે જુદા જુદા સંયમોના ઘણુ પ્રકારો છે. અભ્યાસકની સરળતા ખાતર તેનું કાંઇક વિવેચન કરીશું.

## શરીરનો સંયમ.

કોઇ પણ પ્રકારનો વ્યાધિ શરીરમાં ઉત્પન્ન થાય તો તેનાથી વિકળ ન બનતાં જે આવે તેને શાંતિથી ભોગવવું એ શરીરનો સંયમ છે. કર્માનુસાર દુઃખ પ્રાપ્ત થતું હોવાથી તેને તો ભોગવેજ છુટકો છે. આવી પડેલાં દુઃખથી નિરાસ થનાર અને તેમાં અધિક અધિક હતાશ થઇ જનાર મનુષ્ય પોતાના જીવનનો ક્ષયજ કરે છે. મૃત્યુ તો જીવને જ્યારે ત્યારે લાગેલું છેજ તો પછી એનો ભય રાખવાની જરૂરજ શું છે ?

શરીરનો સંયમ રાખનાર મનુષ્ય તોઃ—

છોને વિવિધ વ્યાધિ શરીરમાં આવી ઘર કરીને રહે,
છોને મળેલી સર્વ સંપદ્ અન્ય સ્થળ માંહી વહે.
છોને સગા સંબંધીઓ, પ્રિય મિત્ર નયને ના પડે;
છોને સપ્ત ઉદધિ સુકાય, હો બ્રહ્માંડ આખું ગડગડે.
તોપણ આત્મસ્વરૂપ અવલોકી મુખથી મલક મલકહસીએ.

આ પ્રકારના જવલંત નિશ્ચયવાળો હોય છે.

મહાત્મા ગાંધીજી સંબંધમાં કહેવાય છે કે તેમને ગઇ માંદગી વખતે ઓપરેશન કરવું પડયું હતું. વ્યાધિની સંપૂર્ણ સત્તા શરીર ઉપર જામી અનેક પ્રકારે દુઃખ દેતી હતી છતાં તેમના મુખ ઉપર કદીએ ગ્લાનિની છાપ કોઇના જોવામાં આવી નથી. ખુદ તેમની સારવાર કરનાર સર્જ્યન મેડોકને પણ કહેવું પડયું હતું કે આટલી બધી શાંતિ રાખનાર દરદી મેં હજી સુધી કોઇ પણ જોયો નથી.

આ સિવાય શ્રી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ, સ્વામી દયાનંદ, સ્વામી રામદાસ વિગેરેના જીવનને વાંચતાં આપણને જણાય છે કે તેમને મૃત્યુનું દુઃખ કદી પણ પોતાના આત્માને જણાવવા દીધું નથી. કેમકે તેમની દૃષ્ટિમાં તો

પદ. (ઘરની શોભા છે ઘરવાળી)

મૃત્યુ એવી વસ્તુ ન જગમાં (૨)
જેને આપણે મૃત્યુ કહીએ, તે છે નિદ્રા ભારી,
દિવસના થાકેલા માટે, સુવાની એ પથારી મૃત્યુ.
વળી જીવન દેનારી નિદ્રા, મહા બળવાળી એ છે,
મનુષ્યને તે જગવે ત્યારે, બલથી પ્રપૂર્ણ તે છે *

---

*न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा
भविता वान भूयः ॥
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते
हन्य माने शरीरे ॥भ० २-२०॥

શરીરના સંયમના બીજા પણ પ્રકારો છે. અને તે એજ કે શરીરને જેમ બને તેમ કસવું. પદ્માસન માંડી એક કલાક બેસીએ તો પગે ખાલી ચઢે, ગાડીમાં બેસવાનો રોજનો અભ્યાસ હોય અને વખતે ગાડી ન મળે તો હવે હું કેમ કરી ચાલીશ એ પ્રકારની નિરાશા લાવવી એ સર્વે શરીરના સંયમ રહિતપણાને સૂચવે છે.

આપણા દેશમાં તો એવુંજ વાતાવરણ થઇ રહ્યું છે કે શરીર સુધારવું તે કાંઇ આપણા હાથમાં નથી. અકાળ મરણો તો હવે સ્વાભાવિક થઈ ગયાં છે. કુસુમની કળી સમા ખીલતાં બાળકો પણ તેને વશ થાય છે. ત્યારે મોટાની તો વાતજ ક્યાં રહી ? આ માન્યતાજ ભૂલ ભરેલી છે.

---

वासांसि जीर्णानि यथा विहाय नवानि
गृह्णातिनरोऽपराणि
तथा शरीराणि विहाय जीर्णान्य न्यानि
संयाति नवानि देही ॥भ० २२॥

આત્મા કદી ઉત્પન્ન થતો નથી, અને કદી પણ મરતો નથી. એ પૂર્વ જન્મ પામી મૃત્યુ પામશે એમ છેજ નહિ એ જન્મ રહીત, નિત્ય, શાશ્વત અને અનાદિ છે, અને શરીરનો વધ થવા છતાં એનો નાશ નથી. (૨૦) જે પ્રમાણે પુરૂષ જૂના વસ્ત્ર ઉતારી નવાં વસ્ત્ર પરિધાન કરે છે તે પ્રમાણે આત્મા જૂના શરીરનો ત્યાગ કરી નવા શરીરો ધારણ કરે છે.

જો વર્તમાન યુગના પ્રભાવથી આમ થતું હોય તો તેની અસર સર્વત્ર થવી જોઇએ. યુરોપ અને અમેરિકા આદિ દેશોના મનુષ્યો લાંબુ આયુષ્ય સુખ પૂર્વક ભોગવે. અને અકાળ મરણ તેમનામાં કદાચિતજ હોય અને આપણામાં લાંબુ જીવન કદાચિત હોય એટલો બધો ફેર શા કારણથી. તો તેનુ કારણ ફકત એકજ છે કે આપણું વર્તન. આપણે એવુ વર્તન જાણે અજાણે પણ રાખીએ છીએ કે નિત્ય મૃત્યુના મુખ તરફ ધસડાતાજ હોઇએ. આપણું બ્રહ્મચર્ય, આપણાં ખાનપાન ઇત્યાદિનો વિચાર કરો તમને તરતજ આ વાતની ખાત્રી થશે.

શરીર ઉપર જેમ બને તેમ સંયમ રાખો. પરમાત્માએ આત્મારૂપી અંશથી તેને પોતાને નિવાસ કરવાનું મંદિર માન્યું છે. તેનો દુરૂપયોગ કરવાનો તમને શું હક છે? કોઇની ટ્રસ્ટમાં સોંપેલી મિલકતનો તમે દુરૂપયોગ કરો તો એ ટ્રસ્ટની મીલકત જેમ તમારી પાસેથી લઇ લેવામાં આવે છે તેમ શરીરરૂપી મંદિરના સંબંધમાં પણ છે. એ પરમાત્મ-મંદિરને અધિક આધક દિવ્ય કરવાને બદલે તમે તમારી અસાવધાનતાથી ઠામે ઠામ લુણા લગાડો ;એ શું તમને ઉચિત છે કે?

કેટલાક મનુષ્યો એવી પણ દલીલ કરે છે કે શું કરીએ? શરીર કાંઇ અમારે આધિન નથી. જો તે અમારે આધિન હોય તો અમે તો તેને છોડીને જઇએજ નહિ.

પણ અમારે જવું પડે છે તેજ બતાવે છે કે શરીર અમારે આધિન નથી, આ દલિલ પણ ખરેખરી હાસ્યાસ્પદજ છે ખરી રીતે તો તેમને શરીરને છોડવાનું મન હોતું નથી. પણ એ પ્રભુની સંપત્તિના દુરૂપયોગને લઇ પ્રભુજ તેની પાસે છોડાવે છે. એક સુંદર ઘર તેના માલિક તરફથી એક ભાડુતને સોંપાયું હોય ભાડુત એ ઘરમાં રહી ઘરને નુકશાન કરતો હોય તો ઘર ધણી એ ભાડુતની ઇચ્છા ઘરમાં રહેવા ની હોય છતાં પણ તેની પ સે ખાલી કરાવે છે તેના જેવીજ આ કૃતિ છે.

શરીર અમારે આધીન નથી એ પ્રમાણે બોલનાર મનુષ્ય તો ખરેખર પોતાની પરાધિનતાજ સૂચવે છે. તેઓ ઘોડાને ચાબુક મારી પછી તે તોફાને ચઢે અને હાથમાં ન રહે અને તેનો વાહક ઘોડો મારા હાથમાં રહેતો નથી. એમ કહે તેવીજ રીતે આપણે કહીએ છીએ. ફાવે તેવા પદાર્થો ખાઇ. વિષયો ભોગવી પછી આપણે કહીએ કે શરીર આધિન રહેતું નથી તો તેમાં કોનો દોષ? ભલા માણસ તેને બહેકાવનાર તો આપણે છીએ અને પછી આપણેજ આમ કહીએ તે ચાલે ખરૂં કે?

હવે **જઠરના સંયમ** સંબંધી કાંઇક વિવેચન કરીએ.

જઠરનો સંયમ એ મિતાહારને સૂચવે છે. આપણે ઘેર જમ્યા પછી કોઇ મિત્રને ત્યાં જઇએ ભજીયા, શિખંડ પુરી **વીગેરે ત્યાં તૈયાર હોય તો તે ગ્રહણ કરવાની વૃતિ થવી તે**

આપણા જઠરના અસંયમીપણાને જ સૂચવે છે. કોઇના આગ્રહને લઇ તરત જમવા બેસી જવું, એ પણ જઠરનો અસંયમ છે. માટે આવા નાના પ્રસંગોમાં પણ મન પર અંકુશ રાખી ફાવે તેવો કચરો જઠરમાં ઘડી ઘડી ન નાંખવો એ જરૂરનું છે.

જઠરના સંયમને સિદ્ધ કરવા સાથે આપણે **દ્રષ્ટિ સંયમ** પણ સિદ્ધ કરવાની જરૂર છે રૂપવંતિ લલનાને જોતાં આપણા અંતઃકરણમાં ચળવિચળતા થાય, તો જાણવું કે એ દ્રષ્ટિનો સંયમ નથી પણ ખોટો ઉપયોગ છે. જે દ્રષ્ટિએ પ્રભુની વિભુતિઓ સંસારમાં જોવાની છે તે દ્રષ્ટિએ મલિન પાપ વાસનાને પ્રકટાવવી એના જેવું નઠારૂં બીજું શું છે. કોઇ મોહક પદાર્થ જોતાં અંતઃકરણમાં જ્યારે પ્રભુનું ભાન થાય, ત્યારે જાણવું કે એ દ્રષ્ટિનો સદુપયોગ છે. રાજા અંબરિષે પણ એજ દ્રષ્ટિના સદુપયોગથી પોતાને છળવા આવનાર અપ્સરાઓને પ્રભુ સ્વરૂપે ન્યાળી હતી. રામકૃષ્ણ પરમહંસે એજ દ્રષ્ટિના સંયમથી સ્ત્રીઓને જગન્માતા રૂપ પિછાની હતી. અને શૃંગિઋષિએ નર નારીમાં ભેદ નહોતો જાણ્યો.

દ્રષ્ટિનો સંયમ જ્યારે મનુષ્ય સાધવા પ્રયત્ન કરે છે અને તેમાં ધીમે ધીમે આગળ વધતો જાય છે તેમ તેમ તે પોતાની દ્રષ્ટિમાં એક અજબ પ્રકારનું ઓજસ પ્રાપ્ત કરે છે. તેના નેત્રો કોઇ વિલક્ષણ ખુમારીવાળાં હોય છે. હજારો ગાઉ દૂર બનતા બનાવો હોય પણ તે સુખ પૂર્વક જોઇ શકે

છે. જે દ્રષ્ટિમાં એક માઇલ પણ જોવાનું સામર્થ્ય નથી તે દ્રષ્ટિ હજારો ગાઉ જોઇ શકવાનું બળ પ્રાપ્ત કરે એ શું એ સામર્થ્ય છે. હસ્તિનાપુરમાં બેઠાં બેઠાં આજ દિવ્ય દ્રષ્ટિ બળથી સંજયે ધૃતરાષ્ટ્ર આગળ મહાભારતના યુદ્ધનું વ કર્યું છે. કહેવામાં આવે છે કે બીલાડીની આંખો અંધારામાં જોઇ શકવાના સામર્થ્યને ધરાવે છે. ત્યારે એના કરતાં હ દરજ્જે ઉચ્ચ સાધન સંપન્ન મનુષ્ય પોતાના સાધનના દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત કરે તેમાં નવાઇ શું છે ? દ્રષ્ટિના સંય પ્રાપ્ત કરેલા એક યોગીને તમે પૂછશો કે પાંચ હજાર મા દૂર બેઠેલો જ્યોર્જ નૃપતિ હાલ શું કરે છે ? યોગી એ ક્ષણમાં કહેશે કે તેઓ અમુક અમુક પ્રવૃત્તિ કરે છે. તપા અંતે યોગીનું કહેલું ખરૂંજ પડે છે.

જેમ બને તેમ દ્રષ્ટિને સંયમમાં રાખતા જાઓ, જગ જે જે કાંઇ નજરે પડે તેના ગર્ભ ભાગમાં રહેલા પ્ર પિછાનતા જાઓ. થોડા સમયમાંજ તમને એ સંય સિદ્ધિ થશે.

જેમ દ્રષ્ટિનો સંયમ તેમ વાણીનો સંયમ હોઇ શકે છે. વિચાર કરીને જોઇશું તો જણાશે કે કરતાં કેટલું બધું વધારે આપણે વધારે બોલીને વાણીના સામર્થ વેડ્ફી નાંખીયે છીએ. બોલવું એટલે શું ? જાણે બજા મળતું સસ્તામાં સસ્તું ભાજી મળાનું શાક. તેની તો કીંમતજ નહિ ઢેઢીયાનું દહોડ શેર વેચાય, કાંઈ બોલવ

પૈસા બેસતા નથી વાણીના બળને એનાથી નકામો ક્ષય થાય છે. વાક્સિદ્ધ જતી રહે છે. બોલવાની જીજ્ઞાસા દાબી ન જ શકતી હોય, તો એકાંતમાં અથવા ઘરમાં જઇ

હરિ ૐ હરિ ૐ હરિ હરિ હરિ ૐ

ની ધૂન મચાવો પણ જે વાણીથી સામાંનું હૃદય ખિન્ન થાય છે. જે વાણીનો કંઇ પણ ઉપયોગ નથી એવા માલ વિનાના ગાભાને ચૂંથશો નહિ.

**હવે કાનના સંયમ** સંબંધી જણાવીએ. પ્રભુના મધુર કીર્તનો સાંભળવાને બદલે કોઇની નિંદા સાંભળવી એ કાનના સંયમ રહિતપણાને સૂચવે છે. નિંદા કરવી અથવા સાંભળવી એ મોટામાં મોટું પાપ છે. આપણે આપણાં અંતઃકરણને કહેવું કે આપણે પોતે તે કેટલા મોટા થઈ ગયા છીએ કે અન્યની નિંદા સાંભળીએ. એવી તે કઇ પૂર્ણતા આપણે પ્રાપ્ત કરી છે કે નિંદા સાંભળવાનો આપણને અધિકાર મળ્યો છે. ચાલણી લોટાને કહે કે તારામાં છિદ્ર મહોટું છે તો લોટો કહે કે તારામાં કયાં ઓછા છે તેના જેવી નિંદકોની દશા છે. આ પ્રમાણે હોવાથી એ કુલક્ષણ આપણામાં સહજ પણ હોય તો આપણા ભાવિના સુખ ખાતર તેને છોડી દેવું. કોઇ નિંદા સંભળાવનાર આવે તો તેને કહેવું તે ભાઇ તમારો લવારો, ગામ અથવા શહેરની બહાર અમુક ઝાડ છે તેની આગળ કરજો. એ ઝાડ

સુખ પૂર્વક તમારા લવારાને સાંભળશે મને તો તે સાંભળવાની ફુરસદ નથી. એકજ વખત આમ કરવાથી ફરી તમારી આગળ કોઈ આવવાની હિમ્મત કરી શકશે નહિ,

વળી એવી ટેવ વાળો કોઇ મનુષ્ય તમારી પાસે આવે તો તેને કંઇ પણ કહ્યા વગર જ્યાં એ પોતાનું દોષ ગાન સરૂ કરે ત્યાં તમે શુદ્ધ ગાન સરૂ કરજો કે.

**પદ કચ્છી કાફી** (નિંદરા આયે તે નિમાણી એ લય)

હરિ ગુરૂ રટ રટ પ્રાણી, મોંઘા સમયને તારા લે જાણી. હરિ–૦
સમય ગયો કદી પાછો ન આવે અંતરથી લે પ્રમાણી; મોંઘા–૦
કદી ન કરીશ તું વ્યતિત પળોને, મિથ્યા વિચારોને આણી; મોંઘા–૦
પરિપૂર્ણ તું નથી જવ લગી તવ, બોલ ન દોષ તું નાણી; મોંઘા–૦
પ્રભુ ગુણ ગાવામાં કર ઉપયોગી, સાર્થક્ય તારી વાણી; મોંઘા–૦
જીવન ધન્ય તે ક્ષણનું તારા, જે ક્ષણ પ્રભુને ભજાણી; મોંઘા–૦





તપ સ્વાધ્યાય અને ઇશ્વર પ્રણિધાન એ ત્રણ અંગો

ઉન્નતિ માર્ગના અભ્યાસીઓએ સિદ્ધ કરવાં જોઇએ. તપ વગર સુખ નથી. સ્વાધ્યાય વગર જ્ઞાન નથી અને ઇશ્વર પ્રણિધાન વગર મુક્તિ નથી. ક્રિયા યોગનું મુખ્ય અંગ સ્વાધ્યાય છે. સદ્‌ગુરૂએ આપેલ મંત્રનું રટણ કરવું તે પણ સ્વાધ્યાય છે. સદ્‌ગુરૂએ આપેલો મંત્ર, તેનુ મનન્ રટણ એ સર્વ સ્વાધ્યાયમાં આવી જાય છે.

જપયજ્ઞ સર્વથી મોટો અને ભગવાનનું સ્વરૂપ મનાય છે. યજ્ઞ એટલે શું? **देवता देशेन द्रव्य त्यागा ह यज्ञ** કોઇ દેવતાને નિમિત્ત કરી દ્રવ્યને છોડવુ એનુ નામ યજ્ઞ. જપયજ્ઞમાં તેનો ઉપયોગ પોતાના કરતાં ચઢીઆતા ચેતન્યને જમવવું અને વહાલો પદાર્થ હોય તે છોડી દેવો. એનું નામ યજ્ઞ. જપકાળે સાધક પોતાને જે પ્રિય હોય તે છોડીને જ્યારે બધોજ પ્રેમ પોતાના જપના કાર્યમાં સમર્પે છે ત્યારે તે જપ તેને ફળ આપે છે.

દ્રષ્ટફલા અને અદ્રષ્ટફલા એ બે જાતની ક્રિયા વિશ્વમાં ચાલી રહી છે. દ્રષ્ટફલા તરતજ ફળ આપે છે. તમારે અમદાવાદથી સુરત આવવું હોય અને ટ્રેનમાં બેસો એ દ્રષ્ટફલા ક્રિયા. મકે તમે બેઠા એટલે સુરત આવવાનાજ. તમને ક્ષુધા લાગી

હોય અને ભોજનની તૈયારી કરો એ ક્રિયા દ્રષ્ટફલા કેમકે તમારી તૈયારીને અંતે તમારી ક્ષુધા નિવૃત્ત થવાનીજ હવે જે અદ્રષ્ટફલા ક્રિયા હોય છે તે તરત ફળને આપતી નથી. ખેતી, લૌકિક યજ્ઞ, વગેરે ક્રિયા અદ્રષ્ટફલા છે. તેને ફળ આપવાનો અધિકાર પરમાત્માને આધિન છે. કાંઇ આજે વાવણી કરી આવીને કાલે ધાન્ય લણવા જવાતુ નથી.

જે જપની ક્રિયા છે તે દ્રષ્ટફલા છે. જો અંતઃકરણના વિશુદ્ધભાવથી નિયત કરેલી પદ્ધતિ અનુસાર જપ કરવામાં આવ્યો હોય છે તો તેનું દ્રષ્ટફલ મળ્યા સિવાય રહેતુંજ નથી. મંત્ર શકિત કોઇ દિવસ પણ ખોટી પડતી નથી. જેમ વિજળીના કરન્ટમાં વિજળીનું સામર્થ્ય ગુપ્ત રીતે રહેલું હોય છે. તેમ મંત્રમાં તેના તેજસ દેવતાનું સામર્થ્ય ગુપ્ત રીતે નિવસે છે ફકત અનુકૂળ ધોતન દ્વારા તેને પ્રકટ કરવાની જરૂર છે.

રાવણ જેવા આસુરી સંપત્તિવાળા મનુષ્ય આગળ પણ મંત્રની આકર્ષણ શકિતના પ્રભાવે તે તે દેવતાને આવવું પડયું હતું. અને તે એજ સૂચવે છે કે મંત્ર શકિત દ્રષ્ટફલા છે, અને તેથીજ ભગવાને પણ સર્વ યજ્ઞોમાં જપયજ્ઞને મહત્વનું સ્થાન આપ્યું છે.

સાધકના આત્માને દિવ્યતા અપાવે તે દેવ. તેથી મંત્રના જાપ શરૂ કરતાં પહેલાં એ પણ જાણી લેવાની જરૂર છે કે આ મંત્રના દેવતા કોણ છે? જપ યજ્ઞના હોતા અથવા

ઋત્વિજ કોણ છે તે પણ જાણી લેવાની જરૂર છે. તેમાં પ્રથમ સહાયક તો શ્રી સદ્‌ગુરૂજ હોય છે. સદ્‌ગુરૂશ્રીએ અધિકાર જોઇ દીધેલો મંત્રજ સાધકે જપવાનો છે. ફાવે તે મંત્ર લઇ તેને જપ કરવાથી કાંઇ ફળ મળી જતું નથી. અને જો એમ મળતું હોત તો કાલેજ કોઇ મનુષ્ય એવો મંત્ર જપત કે આખી પૃથ્વીનું રાજ્ય મને મળી જાઓ. તો તેમાં તે સિદ્ધિ અનુભવત. અને પૃથ્વિનો રાજા થઇ જાત પણ વિશ્વ વ્યવસ્થાપક સત્તામાં સઘળું નિયમથી પ્રવૃતે છે. બાજરીનું વાવેતર કરી કોઇ જુવાર લણવાની આશા કરે તો તેની આશા વ્યર્થ જાય છે. કેમકે બાજરીમાંથી બાજરીજ કુદરત તેને આપે છે. તે પ્રમાણે સઘળું યથાક્રમે થાય છે. વિશ્વની વ્યવસ્થામાં ડખલ કરવાનો હક કોઇનેજ નથી.

જેમ લૌકિક યજ્ઞમાં વિવિધ હુત દ્રવ્યો યજ્ઞાગ્નિમાં યજ્ઞ નારાયણને હોમાય છે તેમ જપ યજ્ઞમાં હોમાવાનો પદાર્થ શું છે? જો આપણે તે ન હોમીએ તો તેટલા અંશે આપણો યજ્ઞ અપૂર્ણ રહ્યો કહેવાય.

આ સંબધી ઉંડા ઉતરીને વિચાર કરીએ તો જણાય છે કે જપ યજ્ઞમાં હોમાવાનો પદાર્થ તે અન્ય કોઇ નહિ પણ આપણો જીવાત્મ ભાવ છે. જે ભાવના પ્રકટાવીને આપણે આટલા દુઃખી થયા છીએ, જે ભાવને લઇ આપણું વાસ્તવ શિવ સ્વરૂપ વિસારે પડયું છે ને જીવભાવનાનેજ જપ કાળે આપણે આપણા આત્મારૂપી યજ્ઞ નારાયણને ધરી

દેવાની છે. આ ભાવના તમે જેટલા અંશમાં ત્યજો છો તેટલા અંશમાં તમારો બોજો ઓછો થતો જાય છે. અને આ ક્રિયાથીજ ચિત્ત પ્રસાદ પ્રકટે છે.

શ્વાસ પ્રશ્વાસની ગતિનો વિચાર કરી જપ કરવા જોઇએ. એક વખત શ્વાસ લઇએ અને મૂકીએ તેટલા વખતમાં એક વખત નમઃ શિવાય એ મત્ર બોલાઇ રહે તે વિષુવત મંત્ર થયો કહેવાય. પ્રાણનો ઉદય, પ્રવાહ અને અંત એ ત્રણ ક્રિયા થતામાં એક મંત્ર બોલાઈ રહેવો જોઇએ.

આ સૂચના ખાસ કરીને ઉતાવળીઆ અભ્યાસીઓને માટે છે. રોજના પાંચસો જપ કરવાનો નિયમ હોય અને મોડું થઇ ગયું હોય તો એ પાંચસો જપ જપતાં એક કલાક થતો હોય તે પા કલાકમાં પણ પુરા થઇ રહે છે. જપ કાળે તે અભ્યાસકની દીલ્લી એક્સ પ્રેસ ચાલે છે. એક પછી એક મણકા મૂકાવા ચાલ્યા જાય છે અને ઝપાટા-બંધ માળા પૂરી થઈ રહે છે. આવા ઉતાવળથી કરેલા જપ કાંઇપણ ફળને આપશે એવી આશા કોઇપણ રાખતું હોય તો તે વ્યર્થ છે.

જપ વખત વાણીનો બડબડાટ પણ ન જોઇએ અને ઉતાવળ પણ ન જોઇએ જપ અંતરથીજ જપાવા જોઇએ. મંત્ર સાથે તે મત્ર આપનાર સદ્દગુરૂનું અને મંત્ર દેવતાનું ધ્યાન પણ મૂર્ધામાં રાખવું જોઇએ એને ત્રિતાર જપ કહે છે.

મંત્રના મનોમય ઉચ્ચારની સાથે વાણીના થડકારા કયાં થાય છે તે જોવું ? દાખલા તરીકે નમઃ શિવાય શબ્દનો ઉચ્ચાર મનોમય રીતે કરતાં એ ધ્વનિનો થડકારો કયાં કયાં થાય છે તે શાંત રીતે જોવાની જરૂર છે. કંઠ પ્રદેશ સુધીજ જો તે થડકારો થતો હોય તો તે અભ્યાસના આરંભનીજ નિશાની છે, તેનાથી તો ઘણુંજ આગળ વધવાનું હોય છે. નમઃ શિવાય બોલતાંની સાથે તેનો થડકારો કંઠ પ્રદેશમાં થઇ મૂર્ધ અને હૃદયમાં પ્રવેશે અને ઉપાસકની મતિમાં શંકરનું સ્વરૂપ પ્રકટ થાય ત્યારે તે મંત્ર સિદ્ધિને પામી શકે. મંત્ર જાપીની વાણી શુદ્ધ હોવી જોઇએ, એકજ શબ્દની ભૂલથી અર્થનો અનર્થ થઇ જાય છે. કુંતી કુતી રક્ષ, ભક્ષ, ઇત્યાદિ એક અર્ધ માત્રના જવાથી પણ કેટલું વિપરિત પરિણામ પ્રકટે છે, તે સંબંધી આપણે એક દ્રષ્ટાંત આપીશું.

## ચંડીપાઠની અર્ધમાત્રા.

રાવણ એ જાતિએ બ્રાહ્મણ હતો પણ કર્મ રાક્ષસના કરવાથી રાક્ષસ મનાયો હતો. તોપણ બ્રાહ્મણ જાતિના સ્વાધ્યાય, યજ્ઞ, આદિ કર્મો તે ભૂલ્યો ન હતો. રામચંદ્રજી સાથેના યુદ્ધ પ્રસંગે તેને એમ લાગ્યું કે પાતાળમાં જઇની હાટકેશ્વર મહાદેવનું જ્યોતિર્લિંગ લઇ આવું અને તેની સ્થાપના કરૂં તો પછી અવિજયનો ભય રહે નહિ. આમ વિચારી રાવણ પાતાળમાં ગયો અને ત્યાંના અધિપતિ શેષનાગ પાસે જ્યોતર્લિંગની માગણી કરી. શેષનાગે વિચાર્યું કે જો ના

તો નકામું યુદ્ધ થશે. અને આપીશ. તો પણ સામે રામ સમાન ઇશ્વરાવતાર હોવાથી કાંઇ રાવણની કાર્ય સિદ્ધિ થવાની નથી. પ્રભુ ગમે-તે બહાને તેને ભૂલ થાય આપશે. સ્વગત્ આટલો વિચાર કરી શેષનાગ બોલ્યા કે જ્યોતિર્લિંગ આપવાની ના નથી પણ એક સરત છે કે તમારે તેને તમારા હાથમાં લઇ જવું. અને એ હાથમાં હોય તે વખતે અપવિત્ર કોઇ પણ ક્રિયા કરવી નહિ. જે સ્થાને તમે હાથમાંથી એ લિંગને જમીન ઉપર મુકશો તે સ્થાને એમની સ્થાપના થઇ જશે. રાવણે આ સરત કબુલ કરી. અને હથેળીમાં જ્યોતિલિંગ લઈ ચાલવા માંડયું.

જ્યોતિલિંગને લઇને રાવણને આવતો જોઇ દેવ લોકોને ચિંતા થઇ. જો લંકામાં રાવણ તેનું સ્થાપન કરી દેશે તો મ્હોટી મુસ્કેલીમાં રામચંદ્રજીને પણ ઉતરવું પડશે એમ તેમને લાગ્યું. જલના અધિપતિ વરૂણ દેવના, અને ગણપતિ રાવણ લિંગ લઇને જતો હતો ત્યાં ગયા. વરૂણ દેવતાએ સુક્ષ્મ સ્વરૂપે રાવણના શરીરમાં પ્રવેશ કર્યો અને તરતજ તેને લઘુ શંકાની (પેસાબની) ઇચ્છા થઇ આવી. હાથમાં લિંગ એટલે એ અપવિત્ર કાર્ય કેમ કરીને થાય તેથી રાવણે આજુબાજુ જોયું તો બ્રાહ્મણ વેશમાં ગણપતિ ઉભેલા જણાયા. રાવણે બુમ મારી કે અલ્યા બ્રાહ્મણ "જરા આમ આવ તો" હુ લઘુશંકા કરવાનો છું આ મહાદેવના લિંગને તારા હાથમાં ઝાલી રહે.

બ્રાહ્મણે કહ્યું કે રાજન્ ! આજનો જમાનો તો સ્વાર્થનો છે. મારો એવો કશો સ્વાર્થ તમારા તરફથી સિદ્ધ થાય એમ છે કે જેને લઇને હું તમારૂં કામ કરી શકું.

રાવણે કહ્યું ભાઇ તું કહે તે આપીશ. પણ તું ઝટ લિંગને હાથમાં ધારણ કરી લે.

બ્રાહ્મણ બોલ્યો, આપત્તિકાળમાં આવેલા રાજાના, બાળકના અને સ્ત્રીના વચનો ઉપર ધીર પુરૂષો વિશ્વાસ રાખતા નથી. માટે મને તમારા વચન ઉપર વિશ્વાસ નથી.

રાવણે જણાવ્યું. મહારાજ ઘણા લોભી લાગો છો. શું સામાન્ય બાબતમાં પણ રાજા બોલીને ફરી જતા હશે. રાજ્ય ફરે પણ રાજાનું વચન ન ફરે એ કહેવતનું ગાંભિર્ય તમારા જેવા ભિક્ષુકો શુ જાણે ? બોલો હવે તમારે જોઇએ છે શું ?

બ્રાહ્મણે કહ્યું, મહારાજ હું દ્રવ્યનો લોભી નથી. પણ ધર્મનો લોભી છું હું જાણું છું કે તમે દશે દિક્ પાળોને વશ કરનાર રાજા રાવણ છો. તમારા કર્મકાંડની નીતિના રાજા રામચંદ્ર જેવા તમે મનથી માની લીધેલા તમારા શત્રુ પણ વખાણ કરે છે. મારે તો ફક્ત તમારી પાસે તમે જે નિત્ય ચંડીપાઠ કરો છો તેના એક પાઠનું દાન જોઇએ છે.

રાવણે કહ્યું. મહારાજ તમે તો બહુ જબરા નિકળ્યા. ચંડીપાઠ એ તો મારૂં જીવન છે એવો એક પાઠ તે કાંઈ

દાનમાં અપાતો હશે. જરા જેટલા કામમાં આટલું મ્હોટું દાન કંઇ આપી શકાય નહિ. તમને જો દ્રવ્યની જરૂર હોય તો તમારે જોઇએ તેટલું માંગો. તે આપવા તૈયાર છું.

આ પ્રમાણે બન્ને વચ્ચે રક ઝક ચાલી. છેવટ ચંડીપાઠની અર્ધમાત્રાનું રાવણે દાન કર્યું. બ્રાહ્મણ વેશે ઉભેલા ગણપતિએ રાવણને કહ્યું કે તને ધર્મ સંકટ આવ્યું તેથી આ કામ કરવાનું માથે લઉં છું. પણ મારે દશ મીનીટ પછી એક યજમાનને ત્યાં જવું છે. ત્યાં એનું મુહુંત ચૂકાય એમ છે માટે આ બાણને દશ મીનીટ સુધી મારા હાથમાં રાખવા હું બંધાયલો છું. રાવણે કહ્યું તેમ તો તેમ એમ કહી એ જ્યોતિર્લિંગ તેમનાં હાથમાં આપ્યું અને લઘુ શંકા કરવા બેસી ગયો.

દશ મીનીટ જેટલો વખત થઇ ગયો. પણ રાવણ ઉઠે નહિ. સાક્ષાત વરૂણ દેવ જ્યાં પ્રવેશેલા ત્યાં રાવણની હાજત પૂરી કેમ કરીને થઇ શકે. નિમેલો વખત પુરો થતાં બ્રાહ્મણ વેષે ગણપતિએ કહ્યું કે હે રાવણ! આપણી સાથેની સરતનો સમય પૂરો થયો છે. માટે આ લિંગને તમે હાથમાં લઇ લો રાવણે હાથ કરી (ગણપતિને) બ્રાહ્મણને ઉભા રહેવા જણાવ્યું. તેથી પાંચ મીનિટ વધુ થેભ્યા અને પછી કહ્યું કે હવે તો મારે યજમાનનું મુહૂંત ચૂકાય છે માટે તમે લિંગ હાથમાં લઇ લો. રાવણ ઉઠી ન શકયો, અને ગણપતિ તેજ જગ્યાએ પોતાના હાથમાં ધારણ કરી રાખેલું જ્યોતિર્લિંગ મૂકીને જતાં

રહ્યા. લિંગનું સ્થાપન ત્યાંજ થઈ ગયું. પછી રાવણુ ઉઠયો તો ત્યાં તો કોઈ ન મળે પસ્તાવો બહુએ થયો પણ શું કરે. જ્યોર્તિલિંગની સ્થાપના કરવા જતાં ચડીપાઠની અર્ધમાત્રા પણ ગુમાવી. હવે પાઠ વખતે જોયું તો દાનમાં આપેલી તે અર્ધમાત્રા ગુમ થયેલી જણાઇ તે અર્ધમાત્રા કઇ હતી.

पुत्रान्देहो धनंदेहि सर्व कामाश्च देहिमे ।
रुपंदेहि जयंदेहि यशोदेहि द्विषोजहि ॥

હે દેવી ? મને પુત્ર આપો. ધન આપો. અને મનોરથ માત્ર પુરા પાડો. મને જય આપો યશ આપો, સૌન્દર્ય આપો, અને શત્રુને હણો.

આ મંત્રની અર્ધમાત્રા જવાથી

पुत्रान्दहि धनं दहि सर्व कामाश्च दहिमे ।
रुपं दहि जयं दहि यशो दहि द्विषो जहि ॥

પુત્રોનું દહન કર,* ધનનું દહન કર, સઘળા મનોરથોનું દહન કર, સૌન્દર્યનું દહન કર, જયનું દહન કર, અને યશનું દહન કર.

પોતાને હાથેજ કોઇ દીવો લઇને કુવામાં પડે તેના જેવી આ પ્રવૃત્તિ થઇ. પણ આ દ્રષ્ટાંતથી સમજવાનું એટલુંજ

---

* નાશ કર. બાળી નાંખ.

છે કે ફક્ત એક માત્રા જવાથી કેવો અર્થનો અનર્થ થઇ રહે છે તે આ વાતથી સમજાશે.

મંત્ર જાપીએ તેથી વાણીની શુદ્ધિ પ્રથમ રાખવી. શબ્દ બ્રહ્મનો ઉચ્ચાર મોતીના દાણા ખરે તેમ ખરવો જોઇએ. આત્માનું મુખ્ય સ્થાન હૃદય છે. ધબકારા દ્વારા તે પોતાનું અસ્તિત્વ જણાવે છે. એ હૃદય સાથે સંયમ દ્વારા પોતાના જપની વાણીને લઈ જઈ અટકાવવી જોઇએ. મન વાણી અને શરીર નમઃ શબ્દ ઉચ્ચારતાંની સાથે ઇષ્ટને સોંપી દેવા જોઇએ. અને મારાપણાનું અભિમાન છૂટી જવું જોઇએ.

આ અભિમાન જેમ જેમ છૂટે છે તેમ તેમ મંત્ર દેવતા સાથે એકતા સંધાય છે. અને તેને પરિણામે તે દેવતાને પ્રકટ થવુજ પડે છે.

(૭)

જપનો વખત હંમેશ સવારનો રાખવો. બ્રાહ્મ મુહૂર્તે

ઉઠી તારા જણાતા હોય તે વખત સ્નાન કરી જપમાં બેસી જવું. તારા એ ઇશ્વરની આંખરૂપ મનાય છે. સવારના જપ તેથી ઘણું ફળ પ્રકટાવે છે.

જેટલા જપ કર્યા હોય તેનાથી દશમો ભાગ હોમ કરવાથી પણ એ જપનું બળ પુષ્કળ વધે છે. ૧૦૦ જપ કર્યા હોય તો ૧૦ વખત એ જપ બોલતા જઇ અગ્નિમાં ઘી તથા હુત દ્રવ્યોની આહુતિ આપવી એને દશાંશ હોમ કહે છે.

**પુરશ્ચરણ** જેટલા અક્ષરનો મંત્ર હોય તેટલા લક્ષ જપ કરવાથી એક પુરશ્ચરણ થાય છે. ઉપાસ્ય દેવના સાક્ષાત્કાર માટે આવા પુરશ્ચરણોની ખાસ કરીને જરૂર હોય છે. ફક્ત તે શાંતિથી કરવાં જોઇએ. જો તેમાં અશાંત થયા, તો જાણવું કે તમામ બાજી બગડી.

પુરશ્ચરણ વખતે તે ઉપાસ્ય દેવતા તરફથી તે ઉપાસકની કસોટી પણ થાય છે. આવા દાખલાઓમાં જો ઉપાસક પોતાની વૃત્તિને ઢીલી પડવા દેશે. તો ત્યાંથી પડે છે આ દેહ જ્યારે ત્યારે નાશ પામવાના ધર્મવાળો તો છેજ. તો તેનું ગમે તેમ થાઓ, ભલે આ ક્ષણેજ તેનું પતન થઇ જાઓ તો પણ અંતઃકરણમાં ક્ષોભ ન પ્રકટાવનાર કર્તવ્યશાળી વીર પોતાના ઉપાસ્ય દેવને પ્રકટ કરે છે.

કોઇ પણ પુરશ્ચરણને શરૂ કરો તો તે શરૂ કરતાં પહેલાં વિચાર કરજો. તમારો અધિકાર જો જો. તે દેવની સાથે તમારો સંબંધ લેણા દેણી સર્વ વિચારજો પરંતુ શરૂ કર્યા પછી તેને અધવચ મૂકી દેશો નહિ. હાથ ધરેલાં કામને જેઓ છોડી દે છે તે નિર્બળ મનના મનુષ્યો છે. અને એવા નિર્બળો ઉપર પરમાત્મા કદી પણ અનુગ્રહ કરતા નથી.

સાધનમાં જોડાયલો એક મનુષ્ય કેટલોક વખત જાય છે એટલે પછી એ સાધનમાં મંદ પડી જાય છે. શરૂઆતમાં જે વેગથી સાધનો સધાતાં હોય છે તેમાં ફળ સિદ્ધ ન

જોવાથી તે નિરાશ થાય છે. પણ આવી નિરાશા અને મંદ વેગ વૃત્તિમાં ધારણ કરવાં કોઇપણ કાળે જરૂરનું નથી.

સાધન સાધ્યા છતાં ફળ ન મળવાના ઘણાં કારણો હોય છે. કેટલાંક દૃષ્ટ અને કેટલાંક અદૃષ્ટ હોય છે. આપણે તે સર્વ જાણતાં નથી. તેથી સાધનમાં નિરાશા થાય છે. આને માટે એક બે દાખલા આપીશું.

એક બ્રાહ્મણે ગાયત્રી પુરશ્ચરણ આરંભ્યું. એક પછી એક એમ સાત પુરશ્ચરણ પુરાં કર્યાં. પણ ગાયત્રીદેવીનો સાક્ષાત્કાર ન થયો. નિરાશ થઇ તેણે પુરશ્ચરણ છોડી દીધું પછી થોડા દિવસ બાદ તેને એકાએક સ્વપ્ન આવ્યું. અંતઃકરણના કોઇ દૈવી સ્ફુરણે તેને જાગ્રત કર્યો. તેને ગુપ્ત અવાજ પાછળથી સંભળાયો કે વત્સ તું તારી કસોટીમાં નિષ્ફળ ઉતર્યો છે. તારી પાછળ જો. શું જણાય છે? જોયું તો સાત ભડકા દેખાયા. પછી દેવીએ કહ્યું કે તું જે જુએ છે તે તારા ગત સાત જન્મોના પાપો છે. જે પાપ તારા શીર ઉપર લાગ્યાં હતા તે એક એક પુરશ્ચરણે એક એક બળતાં ગયાં. હવે તુંજ કહે કે એ પાપનો નાશ થયા વગર તને મારો સાક્ષાત્કાર કેવી રીતે થાય. જે વખત તને સાક્ષાત્કારનો સંભવ હતો તે વખત તું ચૂક્યો. પેલા બ્રાહ્મણને પછી ઘણો પશ્ચાતાપ થયો પણ તેનું કાંઈ વળ્યું નહિ.

જગતમાં ઇશ્વરને ન માનનાર નાસ્તિકો પણ કહે છે કે એવી કોઇ એક સત્તા રહેલી છે કે જેને આખિન આખું

વિશ્વ છે. એમને એમ તો તેઓને એ સત્તાની પ્રતિતિ થતી નથી પણ જ્યારે કુદરતના ચમત્કારી વ્યતિકરોને તે જુએ છે. પોતાની માનવ બુદ્ધિ હારી જાય છે ત્યારે તેને દૈવી સત્તાનું અસ્તિત્વ ન છૂટકે કબુલ કરવું પડે છે. પછીથી તેઓ એમ પણ માને છે કે

## આત્મા અસ્તિ

આત્મા એવી કોઇ વસ્તુ છે. પરંતુ આત્મા અસ્તિ એ માનવા માત્રથી કાંઇ સિદ્ધિ થઇ શકતી નથી. એક કોડીઆમાં ઘી ભર્યું હોય તેમાં દીવેટ પણ મૂકી હોય પરંતુ જ્યાં સુધી તે દિવાને સળગાવ્યો નથી ત્યાં સુધી એ ઘી અને દીવેટમાં કાંઇ ચૈતન્ય આવતું નથી. જે કાંઇ ચૈતન્ય છે તે પ્રકાશનુંજ છે દીવો સળગતો થયા પછી દીવેટરૂપ સાધન દ્વારા ઘીને ખેંચે છે તેજ પ્રમાણે આત્મા અસ્તિના સંબંધમાં છે. આત્મા છે એ તો સઘળા જાણે છે હું અને તમે પણ આત્મા છે એમ કહીએ છીએ પણ તેનાથી આપણું શું દળદર ફીટયું? આપણે માથે આવતા સંકટના પ્રસંગો આત્મા છે એટલું બોલવાથી કેટલા ટળી ગયા? શારીરિક માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિમાં આપણે કેટલા આગળ વધ્યા? જો એમાંનું કાંઇજ નથી થયું તો આત્મા છે અને આત્મા નથી એ બને સરખું છે.

ત્યારે આપણે કરવું શું જોઇએ? કઇ ભાવના આપણને કાર્ય સિદ્ધિના માર્ગમાં લઇ જાય છે. કયું વર્તન શીર ઉપર આવેલા દુઃખના વાદળને દૂર કાઢી નાંખે છે. તો તે એકજ છે કે

## आत्मा अस्मि.

આત્મા હું છું. આ ભાવને મતિમાં અખંડપણે જ રાખવો જોઇએ. દરેક પ્રસંગમાં જ્યારે આ ભાવ જાગ્રત ત્યારે તે અધિકારી ઉત્તરોત્તર વિકાસના માર્ગમાં આગળ વ જશે. **ब्रह्म अस्ति** બ્રહ્મ છે એ ભાવ જાગ્રત થતાંની સ **ब्रह्म अस्मि** એ બ્રહ્મ હું છું. એમ સ્વીકારાય. **आनंद अ** આનંદ છે એ ભાવનાની સાથેજ **आनंद अस्मि** એ વ હું છું એ ભાવ જાગ્રત થાય ત્યારેજ આપણે **ब्रह्म अ** **आनंद अस्ति** એ જાણ્યાનું સાર્થક્ય થાય. કંઇ કાળથી જીવોને જીવપણાનું ભાન મતિમાં આરૂઢ થય તે પોતાની જે જે પ્રવૃત્તિઓ કરે છે તે પોતાના જી ભાવને જાગ્રત રાખીનેજ કરે છે એવા મનુષ્યને શિવપ ભાન જાગ્રત કરાવવું એ સહેલું કામ નથી. ( પુરૂષોએ તો તેમને:—

પદ (મંછા માલણજીરે, ગોરખ જાગતા નર સેવીએ એ

પટ જીવત્વનો ભેદી નિશ્ચલ, બ્રહ્મપદમાં નિવસજે
છેદજે જીવત્વ પટને, ચિર્પત દઢ બ્રહ્મત્વ
વજ્ર જેવો પટ ન એ પણ છે મૃદુ શૈવાલજી
સહજમાં તે દૂર કરીને, ભીતરનું જળ ભાળ
અભ્રરૂપ જીવત્વપટને, વાયુ બની તું સઘળ
વિખેરી નિજ હ્રનભે જો? પ્રખર બ્રહ્માદિત્ય

જીવપણાના ચિંતને તુજ બળ ન જરીપણ આપજી;
તુજ દીધેલા બળ વિના, એ શર વિનાનું ચાપ–પટ.

જીવ છું હું, જીવ છું હું, છો કહે મન એમજી;
બ્રહ્મ છું હું, બ્રહ્મ છું હું, મનને કહે તું તેમ–પટ.

તુજ ક્રિયાને વિચારોમાં, બ્રહ્મ લક્ષણ લાવજી;
તુમુલ યુદ્ધ તું કરી મન સહ, વિજયને વર્તાવ–પટ.

બ્રહ્મથી સ્વપ્ને ન પણ જૂદો, તને તું જાણજી;
બ્રહ્મમય થઈ રહે અંતે, મોજ અનુપમ માણ–પટ.

## સાધન સમારંભ ૨૨

એક મનુષ્ય દોડતો હોય અને તેનાં ફેફસામાં જે ત્વરિત વેગથી લોહીની ગતિ થતી હોય તે મનુષ્ય ૦। કલાક દોડીને ૦। કલાક વિશ્રાંતિ લે તો તેટલા સમયમાં તેના ફેફસાંની ગતિનો વેગ કઇ સમાનતાને પામતો નથી. તે મનુષ્ય એમ કહે કે હું જેટલું દોડયો તેટલોજ સમય વિશ્રાંતિ લીધી તો પણ ગતિનો વેગ સમાન કેમ ન થયો. તો તેના કારણમાં એટલુંજ જણાવાય છે કે વેસ્ટ કરવું એ સહેલું છે પણ પ્રાપ્ત કરવું સ્રજન કરવું એજ ઘણું મુસ્કેલ છે. એક મોટો મહાલય બાંધવો હોય તો તે બાંધતા જેમ વર્ષ બે વર્ષ લાગે છે પણ તેને તોડી પાડવો હોય તો એક દિવસમાંજ અરે એક કલાકમાંજ તોપના બે ત્રણ ગોળાથીજ તુટી પડે છે. તેજ પ્રમાણે આ બાબતમાં પણ છે.

જગતની પ્રવૃત્તિ તરફ જોતાં તો તે જાણે વિન
માર્ગે પ્રતિજ ગતિ કરી રહ્યું હોય તેમ જણાય છે. મનુષ્ય
ઘાતક પ્રયોગો પોતાના હાથે કરીને એક પછી એક
મીંચીને કરતો ચાલ્યો જાય છે. અને પોતાના શરીરને
મુખ તરફ ધસડે છે. પોતાની આજુબાજુ અનેક
મરણો થતાં તે જુએ છે પણ તેના નેત્રો એ સર્વનું
જાણવા ઉઘડતાં નથી. કુદરત અને જીવન વચ્ચે યુદ્ધ
છે. જીવન ઉપર પ્રતિકૂળ વર્તનરૂપી ઘાના સપાટા એક
એક વાગે છે. આખરે તે હાર પામે છે. છેવટની
મનુષ્ય ચેતે છે. કોઇ પણ ઉપાયે જીવન સંગ્રહી
તે ઇચ્છે છે. વ્યાધિથી ઘેરાઇ ગએલા શરીરને બચા
કુશળ વૈદ્ય ડોકટરોને બોલાવે છે. પણ એ વૈદ્ય અથવા
કાંઇ જીવન આપી શકતા નથી.

તમે કંઇપણ તમારા જીવનનું મૂલ્ય સમજતા
મારા આત્મ સ્વરૂપ બંધુઓ ? આજથીજ ચેતો
અને ઉપાસનાનો માર્ગ એવો છે કે જે તમને અખંડ
અપાવે. બહારના દ્રવ્ય વિષયોમાં જે સુખની આશા
તો નિરાશજ થશો.

શરીરના નિર્વાહ અર્થે આપણે અનેક ક્રીયા સ્વા
રીતે કરીએ છીએ. આ સર્વ ક્રિયામાં શ્વાસ પ્રશ્વાસની
એ મુખ્ય છે. કેમકે જીવનનો આધાર તેના ઉપર છે.
શ્વાસની કુંભક અવસ્થા એ પરમ સુખને આપનાર

અવસ્થામાં જ્યારે યોગી બેસે છે ત્યારે તેને કાળનું ભાન રહેતું નથી. આ સ્થિતિને સમાધિ કહે છે.

આપણા આધ્યાત્મિક જીવનમાં ઉંડા ઉતરવાને માટે આપણે જ્ઞાનરૂપ સમાધિને લેવી જોઇએ. કેમકે આધ્યાત્મિક જીવનના નિર્વાહ માટે બે વસ્તુની જરૂર છે. અને તે જ્ઞાન ગ્રહણ કરવું અને અવિદ્યાને ત્યાગવી એ મુખ્ય છે. સુગંધથી ભરેલી એક દુકાનમાં જેની નાકની વાસ જતી રહેલી હોય એવા એક મનુષ્યને બેસાડશો તો તે તેની સુગધ લઈ શકશે નહિ. તે પ્રમાણે આપણે જ્યાંસુધી અવિદ્યાને ત્યાગી જ્ઞાન ગ્રહણ કરવારૂપ પ્રવૃત્તિ કરીશું નહિ ત્યાં સુધી હતા ત્યાંના ત્યાંજ રહીશું.

જ્ઞાન એટલે શું ? જે જાણ્યા પછી જાણવાનું કાંઇજ રહેતું નથી, જે પામ્યા પછી પામવાનું કાંઇજ રહેતું નથી. જે અનુભવ્યા પછી અનુભવવાનું કાંઇજ રહેતું નથી. એનુ નામ જ્ઞાન. અને આજ સત્ય જ્ઞાન પ્રાપ્ત કરવાની આપણને જરૂર છે.

આપણી ક્રિયા આપણો વ્યવહાર, આ સત્ય જ્ઞાનની પ્રાપ્તિને માટેજ હોવો જોઇએ. સત્યજ્ઞાનના પિપાસુને વ્યવહાર સાધતાં પણ પોતાની જ્ઞાનતૃષા છીપતી નથી. તે તો તેને પૂર્ણ કરવાના ઉપાયોજ શોધે છે.

નાક વાટે લીધેલો શ્વાસ જેમ ફેફસામાં જઇ શરીરના અણુએ અણુમાં પ્રસરાઇ નવીન બળની પ્રતિતિ કરાવે છે.

તેમ જ્ઞાન બિભુક્ષુ મનુષ્યની પ્રત્યેક ક્રિયા જ્ઞાનને માટેજ હોવી જોઇએ. સાધનકાળે પોતાના વિચાર કેવા રહે છે તે સુક્ષ્મ રીતે તેણે તપાસવું જોઇએ. અને જગત દર્શન સ્થાને પરમાત્મ દર્શન કરવું,

ફલાણા દિવસે અમુકે મારો તિરસ્કાર કર્યો હતો. ફલાણાને મેં તે દિવસ બોલાવ્યો પણ આવ્યો ન હતો. ફલાણાએ મને દુઃખ આપ્યું હતું એવાં એવાં ચિંતનો આપણને જ્ઞાનની દશામાંથી નીચા ઉતારનાર છે. તેથી તેને સમૂળ ભૂલીજ જવાં જોઇએ.

જ્ઞાનની કુંભક અવસ્થા હું બ્રહ્મરૂપ છું એ માનવામાં છે. આ ભાન અંતઃકરણમાં જેટલો વખત જાગ્રત રહે તેટલો વખત આપણે માનવુ કે આપણે જ્ઞાન સમાધિમાં છીએ. વ્યવહારના દુઃખદ સ્મરણ ચિંતનો આવી એ સમાધિથી આપણને દૂર ધકેલી મૂકે તે વખત બળપૂર્વક એ સ્મરણોને ભૂલી બ્રહ્મભાવમાં જોડાયલા રહેવું.

પ્રિય બંધુઓ, સ્મરણમાં રાખજો કે વ્યવહારની સુંદરતાથી કાંઇ આંતરિક પ્રગતિ નથી. પણ આંતરિક પ્રગતિથી વ્યવહારની સુંદરતા છે.

પ્રિય બધુઓ સ્મરણમાં રાખજો કે ક્રિયામાં કઠિનતા તેમ ફલમાં બલિશતા હોય છે.

પ્રિયબધુઓ, સ્મરણમાં રાખજો કે ગુરુનો સંગ પામી ગુરુના જેવું થવાનું છે, ગુરુ શરણમાં રહી ગુરુના ઉત્તમ ગુણો ગુરુની વિદ્યા આદિ ગ્રહણ ન કરીએ અને આળસુ

એદીની પેઠે પડયા રહીએ તો તો શરણમાં રહ્યા અને ન રહ્યા એ બંને સરખુંજ છે.

ગુરૂ કરો તે દિવા જેવા કરજો. એક દીવો બીજા પચાસ દિવાને પ્રકટાવે તો એ પચાસનો પ્રકાશ જેમ એક સરખો હોય છે. તે પ્રમાણે ગુરૂ શરણ પામ્યા પછી તે શિષ્યના હૃદયમાં પણ જ્ઞાન દીપક પોતાના જેવો પ્રકટાવી શકે તેજ સાચા ગુરૂ છે. અને એવા ગુરૂનું શરણ લીધેલુંજ યથાર્થ કહી શકાય છે.

(૮)



પ્રિય બધુઓ તમે જાણો છો ખરા કે તમે જે કાંઇ ક્રિયા કરો છો અને મુખથી બોલો છો તેમાં કેટલીક વખત તમારી ક્રિયા અને બોલવું ઇશ્વરને પણ ભારે થઇ પડે છે. મારૂં આ વચન સાંભળી આશ્ચર્ય પામશો નહિ. હું જે કહું છું તે સત્યજ કહું છું. ચાલો આપણે તેનો નિર્ણય કરીએ.

મનુષ્યો બોલે છે. હે પ્રભુ ? આપ તો આનંદ સ્વરૂપ છો. અમારે પણ આપને મળવા આનંદમાંજ રહેવું જોઇએ. ઘરમાંથી સમાચાર મળે છે કે આજે તો ટેબલ ઉપરતું કિમતી ફ્લાવર વોઝ (ફુલ રાખવાનું કાચનું કુંડું) નોકરથી ફૂટી ગયું છે. તરતજ આપણો આનંદ કયાં ને કયાં જતો

રહે છે. એ મુર્ખ નોકરને બેચાર સ્વસ્તીક શબ્દો આંધળો છે' સુઝતું નથી, 'દરકારજ નથી' પગારમાંથી કાપી લઇશ આદિ કહેવાનું મન થઇ આવે છે. અને કહીએ છીએ પણ ખરા. આ વખતે પરમાત્મા આનંદ સ્વરૂપ છે અને આપણે પણ આનંદમાં રહેવું જોઇએ એ ભાવના તો કોણ જાણે ક્યાંની ક્યાં દટાઇ જાય છે કે તે વખત શોધી પણ જડતી નથી.

હવે તમેજ કહો ભાઇ! પરમાત્મા આનંદ સ્વરૂપ છે. એ પ્રકારનું તમારૂં બોલવું તેમને ભારે થઇ પડે કે નહિ.

બીજું દ્રષ્ટાંત વિચારીએ, હે પ્રભુ? આપ તો આરોગ્ય સ્વરૂપ છો. અને આપની સત્તામાં અમે આરોગ્ય રૂપજ છીએ. અને ઘડી પછી એક બે દસ્ત થાય અથવા પેટમાં ચૂક આવે કે માથું દુ:ખે તે વખત એ આરોગ્ય સ્વરૂપ પ્રભુને કયાંના કયાં ભૂલી જઇ દુ:ખના બરાડા પાડીએ તો પ્રભુ આરોગ્ય સ્વરૂપ છે એ પ્રકારનું બોલવું ઇશ્વરને ભારે થઇ પડે છે.

આજ પ્રમાણે પ્રભુ એ સંપત્તિ સ્વરૂપ છે એમ માનીએ તથા બોલીએ અને વ્યવહારમાં એકાદ તાર આવી સટ્ટાની ખોટ જાણતાં માથે હાથ દઇ પોક મુકીએ તો તે પણ પ્રભુને ભારેજ થઇ પડે છે. પ્રભુ નિર્ભય સ્વરૂપ છે અને તેમની સત્તા જડ ચેતનના અણુએ અણુમાં વ્યાપ્ત છે. એવું જાણવા પછી ભયનો પ્રસંગ આવતાં કેશર પપ્પુની માફક આપણે ઉભી પૂંછડીએ નાસીએ તો તે પણ પ્રભુને ભારી થઇ પડે છે.

શાંત ચિત્તે અંતરમાં ઉંડા ઉતરીને વિચાર કરજો કે તમે આમાં કોઇપણ રીતે પ્રભુને ભારરૂપ તો નથી થઇ પડતાને ?

(૯)

જગતમાં સુખ કયાં હશે ? અને સાચી શાંતિ કયાં મળશે ? એ વિચારમાં તલ્લિન થએલો એક સાધન સંપન્ન મનુષ્ય વિશ્વની મુસાફરીએ નિકળ્યો. પ્રથમ તેણે હિન્દુસ્તાનના એકે એક ભાગોમાં પ્રયાસ આદર્યો. આગ્રાનો તાજમહાલ જોયો. અને હિમાલયના ધવલ શિખરો પણ અવલોકયાં. કૃષ્ણે પાવન કરેલી ભૂમિ મથુરાં અને દ્વારકા પણ જોઇ. વેરાવલના દરિયા કીનારે આવેલા સોમનાથ મહાદેવના પણ દર્શન કર્યા. આબુ અને શેત્રુંજ્યની ઉચી ટુંકો અને તે ઉપર આવેલી ભવ્ય જૈન દહેરીઓને પણ જોઇ. હિન્દુસ્તાનના છેડા રૂપ ગણાતા શ્વેતબિંદુ રામેશ્વરની પણ યાત્રા કરી. ગંગા અને યમુનાના સ્નાનોએ કરી બાહિર દેહનું પ્રક્ષાલન પણ કર્યું. ત્યાંથી મુસાફરી આગળ આરંભી ગયો ને રાવણની સુવર્ણ લંકા હાલના સીલોનમાં. જોયું ત્યાં ફરી ફરીને, ન લાગ્યો સુખ અને શાંતિનો પન્નો. આતુર હૃદયે નીકળ્યો તે ઓસ્ટ્રેલીયા અને જાપાનના પ્રવાસે. આત્મબળથી દૃઢ ઠીંગુજી જાપાનીઓને જોયા. પૂર્વની સંસ્કૃતિનો ભાસ પાડનાર તેમના હુન્નર ઉદ્યોગ પણ અવલોકયા ત્યાંથી આગળ વધી અમેરિકાનો પ્રવાસ આદર્યો ત્યાંનો યંત્ર યુગ જોયો, જ્યાં જુઓ ત્યાં યંત્રથી કામ લેવાની પદ્ધતિ તો એક અમેરિકામાંજ છે એમ

સુશૈહ શાંતિનો દાવો કરનાર લંડનને પણ જોયું. ફ્રાન્સના પાટનગર પેરીસને પણ અવલોક્યું. જગ બત્રીસીએ ગરીબ પ્રજા—પાડોસી પ્રજા તરીકે પ્રસિદ્ધ થએલા બેલજીયમને પણ જોયું. ત્યાંથી જર્મની ગયો. આખા વિશ્વની સામે બાથ ભીડવા તૈયાર થનાર એક સમયની જર્મન પ્રજાની સહસિકતા અને નિડરતા પણ જોઇ. બોલશીવીઝમનો ચેપ લગાડનાર રશિયાના ભાગોમાં પણ ફર્યો. ત્યાંથી ઇટાલી અને ગ્રીસ થઇ મીસર તરફ ફર્યો. ત્યાંની ગગન ચુંબી પીરામીડોને પણ અવલોકી આ પ્રમાણે ત્રણ વર્ષ સુધી ફરી ફરી આવ્યો પાછો હિંદુસ્તાનમાં

દુનિઆનો છેડો ઘર.

એ જન કથન પ્રમાણે આવી રહ્યો પાછો ઘેરને ઘેર. મુસાફરીનો શ્રમ અને પૈસા વૃથા થયા. જોવા જાણવાનું મળ્યું એટલુંજ. પ્રાપ્તવ્યની સિદ્ધિ તો ન અનુભવી. નિરાશ થયો. જીવનમાં. કયા ઉપાયે સુખ શાંતિ પ્રાપ્ત કરી શકું. વિચારવા લાગ્યો તે રાત દિવસ. પ્રભુના આદેશની પ્રતિક્ષા કરવા લાગ્યો, પણ કાંઇ સ્ફુરણુ ન થયું. એક દિવસ નિંદ્રાધીન થયો. સ્વપ્ન થયું. શાંતિનો માર્ગ મારી સામે આવીને ઉભો હોય તેમ જણાયું. ધસમસ્યો જવા દોડયો તે માર્ગમાં. રેલ્વેટ્રેનના સ્ટેશનથી થોડે દુર સીગ્નલરો હોય છે તેમ એક મોટું બોર્ડ મારી નજરે પડયું. તેમાં લખ્યું હતું કે

**સુખ અને શાંતિની શોધ કરનાર પ્રવાસિન્?**
**જે તું શોધે છે તે તારી પાસેજ છે.**

હું તરતજ ત્યાં અટકી ગયો. વિચાર કરવા લાગ્યો કે આ શું સત્ય હશે. કેટલોક કાળ પર્યંત તો મને આ વચન

સત્ય સ્વીકારતાંજ સંકોચ થવા લાગ્યો. અલ્પજ્ઞ. અલ્પશક્ત મનુષ્યની પાસે સુખ અને શાંતિ કેવી રીતે? અને જો તે તેની પાસેજ હોય તો તેની પ્રાપ્તિની અર્થે આમ નાહક વલખાં નજ મારે. સંસારના પરિતાપોથી દગ્ધ થએલો, શીર ઉપર દુઃખના બારથી દબાયલો મનુષ્ય સુખ સ્વરૂપ અને શાંતિ સ્વરૂપ. એ બનેજ કેવી રીતે? તરત અંતરમાંથી કોઇ ઉંડે ઉંડે બોલ્યું.

મનને દૃઢ અભ્યાસ, જીવપણાનો સર્વદા,
ત્યાં લગી સુખની આશ, પૂર્ણ ન થાતી કોઇ દિન.

સત્ય છે. સત્ય છે. જીવપણાનો દૃઢ અભ્યાસ જ્યાં મનને લાગી રહેલો હોય ત્યાં સુખની આશા કેવી રીતે પૂર્ણ થાય. ત્યારે હે ચેતન પ્રેરક સ્વર મારે શું કરવું.

વળી વળી વિશ્વે ભ્રાત, વૃત્તિ સ્વરૂપે વાળવી.
કરી હૃદયમાં શાંત, જોવું ધ્યેય સ્વરૂપને;

હા, ખરૂં છે. વૃત્તિઓને સ્વરૂપે વાળવી અને હૃદયમાં શાંત કરવી એટલે શું? જગતભરની બાહ્ય ઉપાધિઓને એક લાત મારી તેને દૂર ફેંકી દઇ હૃદયમાં ઉંડા ઉતરવું. બહારના વિચારોને જેટલા અંશમાં ભૂલાય તેટલા અંશમાં આપણે ઉંડા ઉતરી શકીએ. શાંતિ અને સુખ અનુભવવાની કળા જગતમાં આજ છે.

સુખની ઇચ્છાવાળા મારા આત્મસ્વરૂપ બંધુઓ? સુખનો સરળ રાજ્યમાર્ગ મને જે જણાયો તે તમને દર્શાવ્યો છે. તમે પણ તે માર્ગે પ્રયાસ કરશો તો તમારા સંસારની પ્રતિકૂળતાઓરૂપી ઉપાધિઓથી દગ્ધ થયલા તમારા જીવનને નવપલ્લવિત બનાવી શકશો.

(१०)




જાઓ. કેમકે તમારું સ્વરૂપ તો વ્યવહારથી પર છે. જ્યાં સુધી તમે સામાન્ય વાતો અને ચિંતનોમાંજ તમારા મનને રમાડયા કર્યું છે ત્યાં સુધી તમને સામાન્યજ મળશે. અને સામાન્ય ભોગો મેળવવા તેમાંજ શું તમારા જીવનનો ઉદ્દેશ પૂર્ણ થઇ જાય છે. તમે કોણ ? આખા વિશ્વને ખભળાવનાર ચિદ્ અંશનો ઝળકારો પાડનાર માનવી ? ચૈતન્યનું જીવંત સ્વરુપ. તમારો સંકલ્પ તે તો ખાસ પ્રભુનો સંકલ્પ. ધારો તે કરી શકવાના સામર્થ્યવાળા. અરે પણ આતો સર્વ ગગન પ્રદેશની વાતો ભૂમિતલ પર દ્રષ્ટિ નાંખતા હું શું જોઉં છું. માનવી તે કોણ ? સર્વનો સેવક. સર્વનો દાસ. અકાળે મરણને આધિન થનાર, સંસારના શોકોથી પ્રજળનાર એક ક્ષુદ્ર વ્યકિત? કોણ કહી શકશે કે મનુષ્ય સાધન અને સામર્થ્ય સંપન્ન, જો તેનામાં તે હોત તો આવી એક દીન વ્યકિત તરીકે તે પોતાની પ્રસિદ્ધિ ન કરત.

આ બેમાં સત્ય શું ? મનુષ્ય સામર્થ્ય સંપન્ન, કે મનુષ્ય બલહિન સેવક, કાંઇ સમજી શકાતું નથી. ભૂમિતલના અને ગગન પ્રદેશનો અનુભવ તદ્દન જુદોજ છે. બંને અનુભવો સત્ય છે. મનુષ્ય પોતાના સ્વસ્વરુપનો વિચાર કરે તો તે સામર્થ્ય સંપન્ન, તે વિચારને ભૂલે તો સામર્થ્ય વિહિન.

વ્યવહારની પ્રતિકૂળ અનુભવો રૂપી ઠોકરો ખાવા છતાં મનુષ્યની વિવેક બુદ્ધિ જાગ્રત થતી નથી એ પણ એક આશ્ચર્યજ છે, મનુષ્ય પોતાનાં કરતાં ભોગોને મેળવવા વધારે મોટા માને છે. સ્ત્રી, ધન, ગાડી, વાડી, આદિ પદાર્થો મેળવવા અને તેનો ઉપભોગ કરવો. એટલે જીવનની સાર્થકયતા થઇ ગઈ એમ સમજે છે. પરિણામ શું આવે છે. ઉત્તર મળ્યો,

ભોગ રહે થાય ભોક્તાનો નાશ
મનની રહે મનમાં સઉ આશ.

(સુધા સ્રોતસ્વિની. પદ. ૯૮)

આ પ્રમાણે થાય છે. તેથી ભોગને કોઇ દિવસ મ્હોટા માનવા નહિ. ભોકતા હશે તો ભોગો અનંત આવી મળશે.

અનુભવનો માર્ગ એ તદન જુદોજ છે. તે જેટલો સરળ છે તેટલો કઠીન છે. સરળ અને કઠીન બંને સાથે કેવી રીતે. તો જેને તે માર્ગને આચારમાં મૂકવો છે તેના મનથી તે તદન સરળજ છે. અને જેને તે આચારમાં ન મૂકતાં માત્ર વાતોજ કર્યા કરવી છે તેવાઓને માટે તે કઠીન છે. વાતોથી કોઇએ પોતાની ઉન્નતિ કોઇ કાળે પણ અનુભવી નથી.

જગત તરફ જોતાં તો તેઓ પોતાને મૂકી પારકાની પંચાતમાંજ હંમેશા મસગુલ રહે છે. પોતાના અગણીત કર્તવ્યો તેને સુઝતાં નથી. અને પારકાની કર્તવ્ય હિનતા પારકાના દોષ ઇત્યાદિ તેમના નયન સામે તરવરે છે. શા માટે

આપણે પારકાના દોષો જોવા ? આપણે એટલા બધા તે શું પૂર્ણ થઇ ગયા છીએ કે તે દોષો જોવાનો આપણુને હક છે. પરમાત્મા ઘણા ખરા પ્રસંગોમાં આપણને અફળતા આપી આપણી અપૂર્ણતાનો ખ્યાલ આપે છે. અને તેને ન સમજતા આપણે વધુને વધુ ઘમંડી બનતા જઇ 'સબમેં મેરા લગતા હય' ના જેવી જેમાં તેમાં ઉપદેશકની પદવી ચડણુ કરીએ તો તે કોઇપણુ રીતે હિતાવહી નથી.

*  *  *  *

મનુષ્ય પરમાત્માને ભજે છે કયારે ? જ્યારે પોતાને દુ:ખના પ્રસંગો પડે ત્યારેજ તેને પ્રભુ યાદ આવે છે. સુખમાં તો તેનું સ્મરણુ કોઇ ભાગ્યેજ કરે છે. મેં બહારથી સુખી દેખાતા ઘણા કુટુંબોને જોયાં છે. તેમના પરિચયમાં પણુ આવ્યો છું અને તેના અનુભવના અંતે મારે આ નિશ્ચય કરવાની જરૂર પડી છે. પૂર્વના પ્રારબ્ધ યોગે પૈસો મળ્યો હોય સુંદર સ્ત્રી હોય, પુત્ર હોય, એટલે થઇ રહ્યું. આપણે જાણે સંસાર પાર ઉતર્યા, એમજ આજે મનાય છે. પણુ એ પ્રારબ્ધનો ક્ષય થતાં જ્યારે શરીર ઉપર કાંઈ વ્યાધીનો હુમલો થાય, વૈદ્ય ડોકટરના અનેક ઉપચારો કામ ન લાગે અને દરદ વધતુંજ હોય વ્યાપારમાં સાવધાનતા રાખવા છતાં અકસ્માતથી મોટી ખોટ આવે તો તરતજ તે મનુષ્યની આંખ ઉઘડે છે. પછીથી તેને એમ થાય છે કે આપણા કરતા અદીઆતી સત્તા જે ઇશ્વરની છે તેને તો આપણે સમજી

વિસારી છે. હે રામ ? હે પ્રભુ ? હવે આપ મને સારૂ કરો એ પ્રકારની પ્રાર્થના પછીથી થાય છે.

હારી થાકીને છેવટે ઇશ્વરની પાસે જવા કરતાં પહેલેથીજ તેમનું સ્મરણ થતું રહે તો કેવું સારૂં ?

જગતના સામાન્ય વ્યવહારમાંજ રચ્યા પચ્યા રહેલા મનુષ્યો ? તમારા નેત્રોને જરા ઉઘાડશો. છતાં નેત્રે અંધ ન બનો. સારાસારનો વિચાર કરી અને જે કાંઇ તમારા આત્માની ઉન્નતિ સાધી શકે તેવું સાધન હોય તેને સાધવા પ્રયત્ન કરો **આત્મોન્નતિ સિવાય વ્યવહારની ઉન્નતિ કદી પણ થઈ શકવાની નથી** વ્યવહાર જેના બળ વડે ભાસમાન થાય છે. અર્થાત્ નિર્ગમન થાય છે તે આત્મશકિતનીજ જરા જેટલી પ્રતિતિ છે. જગતમાં સાધનોનું બળ એજ સાચું બળ છે. અને એ સાધનબળને તમે જેટલા પ્રમાણમાં પ્રાપ્ત કર્યું હશે તેટલા પ્રમાણમાં ઇચ્છિત કાર્યને કરી શકશો. જંગલમાં રહી તપ કરતાં એક ઋષિને જુઓ. તેનું સાધનબળ વધતા વધતા છેક ઇંદ્રાસન હેલાવવા પણ શકિતમાન થાય છે. વિષ્ણુ-ભગવાનને પણ એ સાધનબળના પ્રતાપથી સાધક યોગનિદ્રા-માંથી જગાડી પોતાના પ્રતિ આકર્ષી શકે છે. અહાહા ! સાધનોનો કેવો પ્રભાવ. હું તો એટલે સુધી કહું છું કે જો તમે યોગ્ય સાધનબળ પ્રાપ્ત કર્યું હશે તો તમારી સામે રહેલી જડ જેવી જણાતી છબીને કહેશો કે અહીં આવ તો તે ભીંતેથી નીકળીને તમારી પાસે આવીને પડશે માટે

पद (ढाळ चातुरीनो लय)

साधो, साधो साधन कोइ आजरे,
हो बंधु ! फरी फरी नरदेह नहि मळेरे.
साचुं बळ रह्युं साधनमांजरे,
हो बंधु ! साधनथी शिवपद टळेरे. साधो०

पूर्वे जेणे महत्ताने मेळवीरे,
तेणे साधनमां बुद्धि हेळवीरे,
पाम्या पद उच्च साधने आजरे,
हो बंधु ! साधनथी शिवपद टळेरे. साधो०

जुओ तीर्थंकर महावीर जैननारे,
केवा प्रखर साधी निजे साधनारे,
ए बळथी थया ते प्रख्यातरे,
हो बंधु ! साधनथी० साधो०

लघु वय पण ध्रुवजीनी साधनारे,
केवी साधी महा, सही यातनारे,
ध्रुव पद मळ्युं तेना प्रतापरे,
हो बंधु ! साधनथी० साधो०

बुध्ध सिद्धार्थ नाम नथी नवु रे,
छोडी राज्य साधन बळ दाखव्यु रे,
पाम्या अंते ए पद निर्वाणरे,
हो बंधु ! साधनथी० साधो०

શિશુવયમાં મૃત્યુ પાછું વાળીયુંરે,
માર્કંડયે તે સાધને ટાળીયુંરે,
પ્રસન્ન પોતે કરી ત્રિપુરારરે,
હો બંધુ ! સાધનથી૦ સાધો૦

પ્રાણ જાતાં સુધી રત સાધનેરે,
રહો અવર પ્રયત્નોને ત્યાગીનેરે,
તો તો મળશે નક્કી ભગવાનરે,
હો બંધુ ! સાધનથી૦ સાધો૦

તમે વ્યવહારને મોટો જાણતારે,
આવે કામ તો પ્રભુને વિસારતારે,
કહો કેમ કરી રીઝતા રામરે;
હો બંધુ ? સાધનથી૦ સાધો૦

પ્રભુ ખોટા સાધને ન રીઝતારે;
એ તો ડોળ ધાલુ પર ખિજતારે,
થાય યત્નો અફળ તમામરે;
હો બંધુ ? સાધનથી૦ સાધો૦

ખરા હૃદયથી કરી પ્રભુ પ્રાર્થનારે,
હેતુ સર્વ છોડો નિજ સ્વાર્થનારે;
તો તો સફળ થશે સઉ કાજરે,
હો બંધુ ? સાધનથી૦ સાધો૦



(૧૧)

હવે આ લઘુ પુસ્તકનો આપણે ઉપસંહાર કરીએ.

જપનું સ્વરૂપ સદ્વિવેકી વાંચકોને તેમના અધિકારના પ્રમાણમાં સમજાયું હશેજ. તેમાં જે જે સિદ્ધાંતો પ્રતિપાદન થયા છે તેની નોટ કરતા જઇ આચારમાં મૂકતા જવા એજ કર્તવ્ય છે. આ સ્થળે વિચાર એ થાય છે કે સાધન પહેલું કે સાધ્ય ? વિચાર કરીને જોતાં તો સાધનથીજ સાધ્ય મળે છે. જો સાધનો ન હોય તો સાધ્ય શી રીતે મેળવી શકાય. અને તેથી આ લઘુ પુસ્તકમાં પણ સાધનો સંબંધીજ વારંવાર આગ્રહથી લખાયલું જણાશે. સાધ્ય મેળવ્યા પછી સાધનની કંઇ જરૂરત નથી પણ જ્યાં સુધી તે નથી મેળવ્યું ત્યાં સુધી તો તેની પ્રધાનપણે જરૂર છેજ.

જપના સાધનથી આ લાભ થાય છે અને તે થાય છે તેવા પ્રલોભનો પણ ઠેર ઠેર જણાશે તેને બદલે જપના સાધનોનોજ જો પ્રબોધ આપ્યો હોત તો ઠીક થાત એવો અભિપ્રાય પણ કેટલાક સજ્જનો ધરાવતા હશે. પરંતુ આ પ્રમાણે જપના સાધનથી થતા લાભો જણાવવાનું પ્રયોજન એ છે કે જો તે જાણવામાં આવ્યાં હોય તોજ તે સાધન સાધવાની સાધકને ઇચ્છા થાય. અને આ પુસ્તક જપ માર્ગમાં આગળ વધેલા અનુભવીઓને માટે નહિ પણ શરૂઆતના અભ્યાસકોને માટે લખાયલું હોવાથી

તેમાં સાધનોના લાભ વિશેષે વર્ણવેલા છે. લેખકના અનુભવમાં ઘણે સ્થળે આવ્યું છે કે હાલતો વાતાવરણ એવુંજ થઇ ગયું છે કે સેકડે ૭૫ ટકા મનુષ્યો તો આત્મ તત્વ શું છે અને આધ્યાત્મિક વિદ્યા શું તે પણ સમજતા નથી. અને તેઓનું જીવન યંત્ર વત.

ખાવા પીવામાં ઉઘવામાં વ્યર્થ વાતોમાં તથા
હરવા વિષે, ફરવા વિષે, રમવા વિષે દિનગાળતા,

(આ પ્રમાણે નિર્ગમન થાય છે)

(પણ) આ વિધિ અમન ચમને ભલે સો વર્ષ રહીએ જીવતા,
પણ જીવન એ નથી મૃત્યુ છે. સદ્વિવેકી જન જાણતા.

તેજ જીવે છે, તેજ જીવે છે, મથે સદા જે ઉચ્ચ થવા,
સફળ થાય કે નિષ્ફળ થાએ તો એ તે જીવતા ગણવા.

માટે જીવો—અનંત કાળ જીવો, પણ તે ઉચ્ચ થવાને માટે જીવો. એક પાષાણના જેવી સુષુપ્તિ અવસ્થા ધારણ કરીને તેની તે સ્થિતિમાં પડયા રહી જીવન જીવવું તે કાંઇ યથાર્થ જીવન નથી. એનાથી તો મૃત્યુ સારૂં.

તેજ જીવન જીવવા યોગ્ય છે કે જે હમેશા ઉચ્ચાશયી હોયછે.
તેજ જીવન જીવવા યોગ્ય છે કે જે આત્મતત્વમાં નિમગ્ન હોયછે.
તેજ જીવન જીવવા યોગ્ય છે કે જે આનંદ સ્વરૂપ પ્રસન્ન હોયછે.
તેજ જીવન જીવવા યોગ્ય છે કે જે શુભદર્શી હોય છે.
તેજ જીવન જીવવા યોગ્ય છે કે જે ઉત્સાહની મૂર્તિ હોયછે.

જેમાં તેમાં દોષને જોનારૂં જીવન, આત્મતત્વનો વિચાર પણ ન કરનારૂં જીવન, મોંનો તોબરો ચઢાવી હાસ્યને નવ-ગજના નમસ્કાર કરનારૂં કલેશી જીવન, જ્યાં ત્યાં અશુભનીજ કલ્પના કરનારૂં જીવન, અને જેમાં તેમાં નિષ્ફળતાનેજ નિહાળતું રડકણુ જીવન એ જીવન નથી પણ મૃત્યુ છે. આવા જીવનમાથી બ્હાર આવો અને સાચું જીવન ગાળો. કેમકે તે હમેશા સુખદાઇ હોય છે.

* * * *

સાધનમાં બેઠા પછી તમારે ઘણા ઘણાં કસોટીના પ્રસંગો આવશે. તેનાથી સહજ પણ અંતઃકરણની વ્યગ્ર સ્થિતિ કરશો નહિ. મનુષ્યે કોઇ પણ સંજોગોમાં અને કોઇ પણ વખતે અંતઃકરણની શાંતિને ગુમાવવાની નથી. આ લખવું તો સહેલું છે પણ વર્તન મુશ્કેલ છે. એને જે આચારમાં મૂકે છે તે ખરેખરો મહાપુરૂષ છે.

આગળ વધવા માટે અમુક અમુક નિયમ રાખો. જેવા કે તમે દેવસેવાના કામમાં બેઠા છો તે વખત નિશ્ચય કરોકે તેટલો વખત કોઇની સાથે નજ બોલવું. પછી ગમે તેવો પ્રસંગ આવે તો પણ એ વખત ન બોલવાના અભ્યાસને રાખવો. આ પ્રમાણે ક્રમે ક્રમે વધારતા જવાથી અભ્યુદય માર્ગમાં તિવ્રતાથી ગતિ કરવાનુ બળ પ્રકટે છે.

તમે પાંચ અથવા દશ વર્ષથી સાધનોને સાધતા હો છતાં ફળ જણાતું ન હોય તો પણ નિરાશ થશો નહિ. તમારે

તો ફળની આશા રાખવાનીજ નથી. નિસ્પૃહી થઇ સાધનરૂપ કર્મમાંજ આગળ વધવાનું છે. હા, સાધનો સાધવા માંડતા પહેલાં તેની યોગ્યાયોગ્યતાનો નિર્ણય કરી લેવો કેમકે કેટલીક વખત એવું બને છે કે આપણે પૂર્વમાં જવું હોય છે અને ગતિ પશ્ચિમ તરફ થતી હોય છે. તો આ રીતે કોઇ કાળે પણ આપણે પૂર્વમાં જઈ શકવાના નહિ. માટે પ્રથમ ચોકસાઇ કરીને પછી એ ધડક રીતે તેમાં આગળને આગળ ધપ્યા જવાનું હોય છે.

તમારા મંત્રની ચૈતન્ય શકિતને કદી શિથિલ થવા દેશો નહિ. ઘણી વખત એમ પણ જોવામાં આવે છે કે ગુરૂ તરફથી મળેલા મંત્રને શિષ્ય સરૂઆતમાં તો આગ્રહપૂર્વક જપે છે પણ પછી વખતના વિતવા સાથે તે જપમાં મંદતા આવે છે. જે જપ અંતઃકરણમાં અધિક અધિક ઉંડો ઉતરવો જોઇએ તેને બદલે ઉડી જાય છે. આ પ્રમાણેની સ્થિતિ આપણને 'આરંભશૂરા' ની ઉપમાને યોગ્ય ઠરાવે છે. એક કાર્ય હાથ લીધું તો પછી તેને ગમે તે ભોગે પાર પાડવું એજ આપણને જરૂરનું છે. **कार्य साधयामि वा देहं पातयामि** એ વચન મુજબ કયાં તો હું કાર્ય સાધીશ વા દેહ પાડીશ એ સૂત્ર દરેક સાધકનું હોવું ઘટે છે. સાધનો–વિહિત સાધનોનું પુણ્ય મળ્યા વગર રહેતુંજ નથી એ મુખ્યવાતને સ્મરણ પટ ઉપર રાખી તે માર્ગમાં ગતિ કર્યા કરવી એજ આપણે માટે ઇષ્ટ છે.

એવરેષ્ટ જે હિમાલયનું મોટામાં મોટું અને ઉંચુ શિખર છે તે ઉપર જવાને માટે પાશ્ચાત્યવાસીઓ તરફથી

કંઇ કેટલા પ્રયત્ન થાય છે. ત્યાં જવામાં નિષ્ફળતા ઘણી મળી કંઇ કેટલાના જાન ગયા તો પણ એ સાહસિક પ્રજા પોતાના પ્રયત્નને છોડતી નથી. તેમાં તેમને સફળતા મળશે કે કેમ તે તો હાલ કહી શકાતું નથી પરંતુ તેમના અવિરલ પ્રયત્ન માટે તો અભિનંદન આપ્યા વિના ચાલશે નહિ.

ખરેખરો તો તેજ સાધક છે કે જે પોતાના સાધનમાં નિષ્ફળતાને મળતી જુએ છતાં પણ સાધન પ્રતિના પ્રેમને છોડતો નથી. અને સાધનોમાં નિષ્ફળતા એ તો સફળતાને માટેજ છે. તમારી મંત્ર શક્તિને કોઇ દિવસ પણ ઢીલી થવા ન દેશો. મંત્ર શક્તિ જે અંતઃકરણમાં ખરેખરી જાગ્રત છે તેની તો બલિહારી છે.

નદી મૂળ આગળથી નીકળે છે ત્યાં તો ઘણી નાની હોય છે. પણ ત્યાંથી જેમ જેમ વહેતી જાય છે તેમ તેમ તેનામાં અધિક વેગ આવે છે. જપ કરનાર સાધકે પણ એનોજ દાખલો હૃદયમાં લેવો જોઇએ. અમુક એક મંત્ર જપવાનો સરૂ કર્યા પછી જ્યારે તેમાં ઉત્તરોત્તર વૃદ્ધિ ન થાય ત્યારે તે મંત્રની દીક્ષા લીધેલી એ કેવળ નકામીજ થઈ પડે છે. અને આજકાલ તો આવોજ પ્રકાર ચાલી રહેલો જોવામાં આવે છે. જ્યાં જપનો અખંડનાદ ચાલતો હોવો જોઇએ ત્યાં જરા પ્રતિકુળ થએલું જોતાં મન ફફડી ઉઠે છે. વિવિધ વાસનાઓ ઉદય પામે છે. અને કેટલીક વખત તો એ જપ બિલકુલ યાદ પણ આવતા નથી આવી સ્થિતિ ખેદજનક છે. જપના વેગને અખંડ વધારતા જાઓ.

હવે સાધકને માટે જપનું સ્થુલ સ્વરૂપ આલેખિએ.

તમે ગમે તે સંપ્રદાયના હો તેની ચિંતા નહિ. જપનું સાધન એવું છે કે તે ગમે તે કરી શકે. માટે તમારા જે ઇષ્ટ દેવતા હોય તેના જપ તમારે શરૂ કરવા. દૃષ્ટાંત તરીકે બ્રાહ્મણે પોતાની માતા સમાન ગાયત્રી દેવીના જપ કરવા. તો વૈષ્ણવે **श्री कृष्ण शरणमम** ના જપ કરવા. તો શંકરના ઉપાસકે **नमः शिवाय** મંત્ર જપવો.

આ પ્રમાણે ગુરૂનો આપેલો અથવા પોતાના સંપ્રદાયનો ઇષ્ટ મંત્ર લઇ તેના જપ કરવા. પ્રથમ વૈખરી વાણીથી તે જપવા. અને પછી તેને મધ્યમા, પરા તેમ પશ્યંતિમાં લઇ જવા

જપનો ધ્વનિ જેમ અંતઃકરણના ઉંડાણનો હોય છે તેમ તે અધિક બલવત્તર હોય છે. માટે જપમાં બેસનાર સાધકે બહારના સઘળા વિચારોને છોડી દેવા. એક પછી બીજું મંત્રનું ઉચ્ચારણ થતાં મનની એકાગ્રતા વધારવી. અને પ્રત્યેક ઉચ્ચાર વખતે તેમાં રસ પ્રકટાવવો. અંતઃકરણને પુરે પુરૂં જપમય કરવું. એનાથી જપનું ચેતનતત્વ ઝળકી ઉઠશે. સુક્ષ્મ વાસનાઓ છૂટતી જશે અને જપના દેવતાની ધ્યેય મૂર્તિ અધિક અધિક પાસે ખેંચાતી આવશે. ટુંકામાં ટુંકુ નિયત કરેલું જપનું સ્વરૂપ આજ છે. હવે સંયમનું સ્વરૂપ વર્ણવીએ.

સંયમ! સામર્થ્ય પ્રાપ્તિનું અત્યંત સમર્થ સાધન! નિર્ધનોનું પણ એ અમાપ ધન છે. ઝીણા છુટા સુતરના તંતુઓ એકઠા થતાં જેમ બલવાન્ દોરડું બને છે, તેમ સંયમ કરતી વખતે મનુષ્યમાંથી વહી જતું સર્વ પ્રકારનું બળ સ્તંભીને

એક સ્થાનમાં એકત્રિત થાય છે. તેથી શક્તિઓ, વૃત્તિઓ, મન, બુદ્ધિ, ઇન્દ્રિયો-વગેરે સર્વ છુટાં ન રહેતાં એકમાં પરોવાય છે. આમ થવાને લીધે સંયમ એ અસાધારણ બલ પ્રકટાવનાર સાધન છે. સંયમ છુટા પડી ગયેલા-વિખરાઇ ગયેલા-યંત્રના અવયવોને એકઠા કરી તેમને જોડીને આખું યંત્ર બનાવી તેને ચલાવી શકે છે. સંયમને અસાધ્ય કશુ નથી. વિજ્ઞાનશાસ્ત્રમાં, લૌકિક વિદ્યામાં, અલૌકિક વિદ્યામાં અને સર્વમાં સંયમથીજ મનુષ્ય વૃદ્ધિંગત થાય છે. શાસ્ત્ર સંયમનાં ઉપદેશક છે, સમર્થ પુરૂષો સંયમના ઉપાસક છે. પ્રયત્ન સંયમથીજ સાર્થક થાય છે.

સંયમ એ શું છે ? પ્રતિકૂલ ચિંતનના નિરોધપૂર્વક અનુકૂલ વસ્તુનું સતત ચિંતન એ પણ સંયમ છે, તેમ ચિત્તવૃત્તિના શમનપૂર્વક મનની કેવલ નિરૂદ્ધ દશા એ પણ સંયમ છે. આપણા સ્થૂલ સૂક્ષ્મ સમગ્ર કરણોને પોતપોતાના સ્વતંત્ર કાર્યમાંથી ઉપરામ પમાડી કોઇ એકજ વસ્તુમાં અથવા જે કાર્ય સિદ્ધ કરવું હોય તે કાર્યના અંગભૂત સાધનોમાંજ એકત્ર કરેલાં રાખવાં એ પણ સંયમ છે.

કોઇ પણ કાર્યને અર્થે તે કાર્યને અનુકૂળ ચિંતન તથા સાધનોમાં એકાગ્રતા કરવી એ વ્યાવહારિક સંયમ છે, જ્યારે કેવલ આત્મતત્ત્વ અથવા ધ્યેયમાંજ આપણા સમગ્ર અંશનો નિરોધ કરવો એ પારમાર્થિક સંયમ છે. વ્યાવહારિક સંયમ વ્યાવહારિક સિદ્ધિને આપે છે. આત્મામાં કરેલો સંયમ આધ્યાત્મિક સિદ્ધિને આપે છે.

સંયમ મનુષ્યના પ્રાપ્તબળનો ક્ષય કર્યા વિના તેનામાં નવીન બળ પ્રકટાવે છે. યથાર્થ સંયમ, બળના એક એવા દ્વારને ખોલે છે કે જેમાંથી બળનો અખંડ પ્રવાહ જ્યારે જોઇએ ત્યારે મનુષ્યને મળી શકે છે.

સંયમમાં બળ વાપરવાનું હોતું નથી. સંયમમાં સરળતા જ હોય છે. શુદ્ધ સંયમમાં બેઠેલા પુરૂષનું સમગ્ર શરીર અવિકલ રહે છે. નેત્ર કે મુખાકૃતિ વિકૃત થતી નથી. અંદર પણ કશોજ ક્ષોભ પમાડવાનો હોતો નથી. શરીરના સર્વ અવયવોની અત્યંત શિથિલતા, મનની પણ તંગરહિત અવસ્થા એ સયમને યોગ્ય સ્થિતિ છે.

સંયમને સાધવામાં આરંભમાં મંત્રની અત્યંત અગત્ય છે. મંત્રથી વૃત્તિનું ગમે તે પ્રકારનું ચિંતન અટકે છે, અને મંત્રના ઉચ્ચાર સાથે મન ગમે તે વિષયના સંબંધવાળું થતું અટકે છે. અને મૂળ વસ્તુ સાથે ફરી ફરીને સંબંધવાળું થાય છે. તન્મયતાપૂર્વક કરેલું મંત્રોચ્ચારણ સંયમમાં અત્યંત સહાયક છે.

દિવસમાં થોડો થોડો કાલ પણ વૃત્તિને અંતર્મુખ કરી તેને હૃદયજ્યોતિમાં સંયમિત કરતા રહો. સંયમ, થોડી ક્ષણનો પણ સંયમ, વૃત્તિની વિષયાકારધારાનો ઉચ્છેદ કરે છે. અને જેટલો કાલ વૃત્તિ વિષયચિંતનથી વેગળી રહે છે તેટલો કાળ તે ખરી વિશ્રાંતિનો અનુભવ કરે છે. સંયમ એ મનની ઉત્તમ વિશ્રાંતિ છે. માટે.

સંયમને સદ્‌યુક્તિથી, ઘરઘડી ઘરઘડી સાધ
સંયમની સિદ્ધિ થતાં, રહે કશું ન અસાધ્ય.

(૧૨)

મંત્ર એ અધ્યાત્મશાસ્ત્રનું રહસ્ય છે. મંત્ર એ મનુષ્યનું આધ્યાત્મિક જીવન છે. મંત્ર એ આધ્યાત્મિક સાધનનો આત્મા છે. મંત્રવિના ઉપાસ્યદેવ પ્રસન્ન થતા નથી. મંત્રનું યથાર્થ અનુષ્ઠાન મનુષ્યનું તારણ કરે છે અને ઉપાસ્યસાથે તેની એકતા કરાવે છે. મંત્ર ચિત્તની શુદ્ધિ કરે છે, શુદ્ધ સત્ત્વબલની વૃદ્ધિ કરે છે, અવિદ્યાનો અભિભવ કરે છે, જીવત્વનો હ્રાસ કરે છે તથા વૃત્તિને પ્રતિકૂલતામાં સમર્થ આલમ્બનરૂપ થઇ રહે છે.

કેટલાક મંત્રો અમુક પ્રકારની તાત્કાલિક સિદ્ધ આપનાર હોય છે, કેટલાક મંત્રો અમુક પ્રકારની કાયમની સિદ્ધિ આપનાર હોય છે. એ પ્રકારના મંત્રો, મનુષ્યે જે પ્રકારની સિદ્ધિ મેળવવી ધારી હોય તે પ્રકારના સાત્ત્વિક, રાજસ તથા તામસ હોય છે. રજોગુણી વા તમોગુણી ઉપાસ્ય વા આદરેલો ઉદ્દેશ હોય તો તે મંત્રોમાંથી રજોગુણ વા તમોગુણનું સત્વ પ્રકટે છે. એ મંત્રો કેવલ શાંતિપુર્વક ચિત્તપ્રસાદને પ્રકટાવનારા નથી હોતા. એ સર્વની અપેક્ષાએ અંતઃકરણની શુદ્ધિપૂર્વક પરમાત્મતત્ત્વ વા શુદ્ધસત્ત્વરૂપ ધ્યેયની સાથે વૃત્તિને સંલગ્ન કરનાર જે મંત્રો શુદ્ધસત્વસ્વરૂપ શ્રીસદ્ગુરૂથી દીક્ષિત હોય તે સર્વથી ઉત્કૃષ્ટ, શુદ્ધસત્વગુણી, જીવનાં પરમ હિતસાધક અને પરમ અર્થની સિદ્ધિ કરનાર મંત્રો જાણવા.

મંત્રના અક્ષરે અક્ષર સાથે સંબંધવાળા રહેજો. તેના પ્રત્યેક અક્ષરનો સ્પષ્ટ ઉચ્ચાર કરજો. એ ઉચ્ચાર તમારી માત્ર વાણી ન કરે પરંતુ તમારા અણુઅણુ એનો ઉચ્ચાર કરતાં

હોય અને તમે જાણો તેનું કેવલ શ્રવણમાત્ર કરતા હો તેવી રીતે જેટલો કાલ મંત્ર જપાય તેટલો જપજો.

દુર્બલ થઇને મંત્રનો જાપ ન કરશો, અકળાઇ અકળાઇને ન કરશો, જેમ કોઇ કંગાલ ભીખ માગતો હોય એવી રીતે મંત્રોચ્ચાર ન કરશો. મંત્રોચ્ચારમાં તમારા અંતરના ઉંડાણનું જેવું પ્રખર બળ હોય છે તેવું શીઘ્ર તેનું ફલ પ્રાપ્ત થાય છે. મંત્રનો પ્રત્યેક અક્ષર કોઇને કોઇ સામર્થ્યવાળો હોય છે. એ મંત્રનું મથન કરવાથી તેમાંનું સામાર્થ્ય પ્રત્યક્ષ થાય છે. મંત્રનું મથન દુર્બળપણે કરેલા ઉચ્ચારથી, વ્યગ્રતાવાળા કરેલા ચિત્તથી, અને સંશયયુક્ત રહીને કરવાથી થતું નથી. અને મથન કર્યા વિના મંત્રનું ફળ પ્રકટતું નથી. સમુદ્રમથન એ દિવ્યમંત્રના અનુષ્ઠાનના મથનનુંજ રૂપક છે.

જ્યાં સુધી મંત્ર જપતી વખતે મંત્રમયતા નથી થઇ હોતી ત્યાં સુધી મંત્ર અને મંત્રનો ઉચ્ચાર કરનાર આપણે, એ બેનો તેલ અને પાણી જેવો સંબંધ રહે છે. આપણામાં મંત્ર ઓતપ્રોત થઇ રહે અને મંત્રમાં–મંત્રભાવમાં આપણે તદ્રૂપ બની શકીએ તોજ તે મંત્રનું મથન થાય છે, અને મથન થાય છે ત્યારેજ યોગાગ્નિ, જ્ઞાનાગ્નિ કે ઐશ્વર્યપ્રકાશ પ્રકટે છે.

જેવી રીતે બલવાન કુંભકયુક્ત પ્રાણાયામમાં મેરુદંડમાં રહેલા સંસ્કારકોષને દગ્ધ કરતી કુંડલિની જાગ્રત્ થઇને મૂર્ધમાં પ્રવેશ કરે છે, તેવી રીતે મંત્રનું પ્રખર અનુષ્ઠાન થતાં પ્રકટેલો મંત્રાગ્નિ પણ પોતાના આ તપવડે કુંડલિનીને જાગ્રત્ કરી દે છે, અને તેનું મૂર્ધમાં પ્રયાણ સધાવે છે.

ગાયત્રી મંત્ર અને તેના ઉપાસ્ય સૂર્ય : એ ભાવના મંત્રશાસ્ત્ર તથા મંત્રાનુષ્ઠાન પદ્ધતિ ઉપર કેવો અદ્‌ભુત અને રહસ્યસ્ફોટક પ્રકાશ નાંખનાર છે ? મંત્રસાધનથી ઉપદેશાયેલો મનુષ્યજ તેના રહસ્યને સમજી શકે છે.

મંત્રમાટે સરલ અને સુગમ કર્તવ્ય એકજ છે કે આરંભમાં જેમ બને તેમ અધિક મંત્રનો જપ કરવો, અને જપના અવધિએ એ જપને ક્રમે ક્રમે આપણામાં શમાવવો.

જીવ અને શિવમધ્યનો, વચલો તંતુ મંત્ર;
તે પર ચઢનારો થતો, જીવ શિવરૂપ સ્વતંત્ર.

સદુપદેશ શ્રેણી પર

# સાધનનો સરળક્રમ

મનુષ્ય હમ્મેશા પોતાનું ધારેલું પ્રાપ્ત શી રીતે થઇ શકે તે વિચારમાં તલ્લિન રહે છે. પોતાની ધ્યેય વસ્તુને પ્રાપ્ત કરવાને માટે તેના પ્રયત્નો રાત્રિ દિવસ ચાલતા હોય છે. અને તે ઉપરથી એ વિચાર ઉદ્‌ભવે છે કે મનુષ્ય શું પોતાનું ધારેલું પ્રાપ્ત કરી શકે છે ? અમે કહીએ છીએ કે હા. એટલુંજ નહિ પણ સકળ શાસ્ત્રો શ્રુતિઓ અને મહાપુરૂષો પોકાર પાડી પાડીને કહે છે કે પ્રત્યેક મનુષ્ય પોતાને ધારેલું પ્રાપ્ત કરી શકે છે.

એવી કોઇ પણ વસ્તુથી કે જે મનુષ્ય મેળવી ન શકે ?
એવું કોઇ પણ સામર્થ્ય નથી કે જે મનુષ્યને પ્રાપ્ત ન થાય.
એવો કોઇ પણ પદાર્થ નથી કે જે મનુષ્યને અલભ્ય રહે ?

જ્યારે આમ છે ત્યારે જગતમાં દુઃખી મનુષ્યો કેમ જોવામાં આવે છે? દુઃખનું કારણ પ્રયત્નની નિર્બળતા છે. સુખને પ્રાપ્ત કરવાના અને ધારેલું મેળવવાનો પ્રયત્નો મનુષ્ય કરે છે તે કંઇ પણ ઢંગ ધડા વિનાના અને તિન દહાડે અઢી કાશની ગતિ જેવા મંદ વેગી હોય છે હવે આવા પ્રયત્નો કેમ કરીને સુખના માર્ગ પ્રતિ મનુષ્યને આકર્ષિ શકે? તેજ મનુષ્ય ધાર્યું મેળવી શકે છે કે જેને પોતાના ધ્યેયની પ્રાપ્તિનો પ્રયત્ન અવિરલ છે. જે પ્રયત્નથી અટકતો નથી. નદીના જળની માફક વાંકા ચૂંકા કહણ્ મ્ગે થઇને એટલે દુઃખના માગમાં થઇને પણ આગળ વધ્યો જાય છે તેજ સુખ શ્રી સંપાદન્ન કરે છે.

મનુષ્ય પોતાનું ધારેલું પ્રાપ્ત કરી શકે છે એ જાણ્યા પછી શું કરવાનું હોય છે? જે માર્ગે તે પ્રાપ્ત થઇ શકે તે માગને અનુસરવું એજ તેને કતવ્યમાં રહે છે. આ કર્તવ્ય તે કયું? સાધન માર્ગનું. મનુષ્યનાં મનની ત્રણ શાખા છે. ૧ એક આપણું રોજનું વિચાર કરતું બાહ્યમન. બીજું તેમાં અંતર ગત સ્વાપ્નાવસ્થા વાળું મન. અને ત્રીજું તેનાથી ઉંડુ દિવ્ય મન.

આ દિવ્યમનમાં સાધનોના સંસ્કાર નાંખવા એ સુખના માર્ગને પોતાના પ્રતિ ખેંચવાનો સુગમ ઉપાય છે. હસ્તીનાપુરને બળભદ્રે પોતાના હળના સામર્થ્યથી ખેંચી નીચું નમાવ્યું હતું તેમ સાધનોના દિવ્યમનમાં નાંખેલા સંસ્કાર સુખને ખેંચીજ લાવે છે. તાત્કાળીક પરિણામ પ્રકટાવી શકાય છે. દુઃખના મધ્યમાં ઉભેલો મનુષ્ય સુખના શિખરે વિરાજતો થાય છે.

## પ્રારંભ

દરરોજ બે વખત તમારે અડધો કલાક સંયમમાં બેસવું. એકજ સ્થાનમાં એકજ આસને અને એકજ વખતે સમાન શીર ગ્રીવા અને પીઠ રાખી બેસવું. માથાને બરાબર સીધું અને સહજ આગળ નમતી મુદ્રાવાળું રાખવું પૃષ્ઠભાગને પણ સમતોલ રાખવો. અને નેત્રને બંધ રાખવાં. જ્યાં સુધી તમે અત્યંત વેગથી વિચાર 'કરવાની શકતિ મેળવી ન શકો ત્યાં સુધી નીચેના વાકયો સાત વખત અંત્યત ધીરે ધીરે ઉચ્ચારજો સાત વખત દિર્ઘશ્વાસ લઇ શરીર ને રેચક પ્રાણાયામ દ્વારા સર્વાંગે શિથિલ કરી ઉચ્ચાર કરજો.

હું સમરસ જીવનથી ભરાયલી શકિતના સમુદ્રમાં તરું છું

આ શકિત મારા દેહના પ્રત્યેક ભાગમાં તગતગે છે. સમુદ્રની મધ્યમાં જળ વિના જેમ અન્ય કાંઇ જણાતુંજ નથી તેમ મને પણ આ જીવન શકિત સિવાય અન્ય કાંઇ જણાતુ નથી.

હું આ શકિતનો અવરોધ કરતો નથી. પણ તેનો વિસર્ગ થવા દઉં છું.

આ વાકયોના ઉચ્ચાર પછી તમે ઘણુંજ શાંત થશો. કોઇ પણ વિચારને મનમાં તે વખત પ્રવેશાવવો એ આ જીવનશકિતનો અવરોધ કર્યા બરાબર છે. માટે વિચારોને અટકાવજો. અને તમે કોઈ ખાણમાં ઉતરતા હો એવી ભાવના કરી તમારી હૃદય ગુહામાં ઉતરજો.

આ ક્રમમાં અધિક સરળતા ખાતર અને સામાન્ય શરૂઆતના અભ્યાસકની સુગમતા અર્થે વિવેચન કરીએ તો તે અસ્થાને નહિ ગણાય.

તમારા જે ઇષ્ટદેવ હોય તેની પ્રતિમા સામે રાખો. ૐ રાખશો તો પણ ચાલશે. પછી એ પ્રતિમા સામે એકી નજરે જોઇ રહો આંખમાંથી પાણી નીકળે ત્યાંસુધી જુઓ. પછી નેત્રો બંધ કરો. તમે જે પ્રતિમા તમારી આંખની સામે જોતા હતા તે હવે એ આંખની વચ્ચે ભ્રૂમધ્યના પ્રદેશમાં જુઓ. ખુલ્લી આંખે જણાતી એ મૂર્તિ બંધ આંખે તમારા એ ભ્રૂમધ્યના પ્રદેશમાં જણાતી થાય ત્યારે જાણજો કે તમે એક ડગલું આગળ વધ્યા છો. હવે એ આગળ વધેલા ડગલામાં સ્થિર થતાં શિખો જે અભ્યાસક તેમ ન કરતાં આગળ વધવાનુંજ ચાલુ રાખે છે તે નક્કી પડે છે. જેટલું આગળ વધવું જરૂરનું છે તેટલુંજ એ વધેલા માર્ગમાં સ્થિર થવું પણ જરૂરનું છે.

તમારો આત્મા એમ કબુલ કરે કે તમે સ્થિર થયા છો તો પછી આગળ વધશો. જે મૂર્તિને તમે ભ્રૂમધ્યના પ્રદેશમાં જોતા આવ્યા છો તેને નીચે ઉતારજો. ભ્રૂમધ્યમાંથી તમારા કંઠસ્થ પ્રદેશને ભેદીને એ મૂર્તિ જાણે તમારા હૃદય પ્રદેશમાં ઉતરતી હોય તેમ ધારજો. આકાશમાંથી ખરેલો તારો જેમ સરરર કરીને જમીન ઉપર આવી પડે છે તેમ તમારા ભ્રૂમધ્યની વચ્ચે રહેલી એ મૂર્તિ હૃદયપ્રદેશમાં આવીને ઠરતી હોય એવી પ્રબળ કલ્પના કરજો. સાથે યાદ રાખજો કે આ

ખોટી કલ્પના નથી પણ ખરી છે. અને એ સત્ય કલ્પનાના બળે તો તમે તમારી ધ્યેય મૂર્તિને પ્રત્યક્ષ પણ કરી શકો છો કલ્પનાનું બળ મજબુત હોય તો એ ધ્યેય મૂર્તિની તાકાત નથી કે એ તમારી પાસે આવીને ઉભી ન રહે. પ્રહલાદની કલ્પનાએ સ્થુલ સરખા સ્થંભમાંથી પણ ભગવાનને પ્રકટ થવું પડયું હતું. કલ્પનારૂપી દૈવી પાંખ મનુષ્યને પ્રાપ્ત છે તેનાથી તે ગગનવિહારી પણ થઇ શકે અને તેનાથી તે એક ગાઢ સુષુપ્ત અવસ્થાને પામેલ પથ્થર પણ થઇ શકે. ગૌતમઋષિની કલ્પના (શાપ)થી અહલ્યાને પથ્થર થવું પડયું હતું એ પુરાણ પ્રસિદ્ધ વાત છે.

આપણે સહજ આડા ઉતર્યા. ભ્રૂમધ્ય પ્રદેશથી ઉતરી આવેલી એ ઇષ્ટ મૂર્તિ હૃદય પ્રદેશ સુધી આણી તો ખરી હવે ત્યાં શું છે ? અનુભવી પુરૂષો જણાવે છે કે એ હૃદય ગુહાનો પ્રદેશ કે જ્યાં પ્રાણતત્વ ધબકારા મારી પોતાની દિવ્ય શક્તિની પ્રતિતિ કરાવી રહ્યું છે. ત્યાં એક સિંહાસન છે. સિંહાસનનું મૂળ નાભિપ્રદેશ આગળ આવેલા મણિપુરચક્ર આગળથી છે. સિંહાસનની બેઠક અષ્ટદલ પદ્મ યુક્ત છે. અર્થાત જેમ કમળ પુષ્પ ખીલી રહ્યું હોય અને તેની પાંખડીઓ શોભા આપે તેમ આ અષ્ટદલ પદ્મ પણ શોભા આપે છે. તેનું એકે એક દલ રત્નની પેઠે ચમકારા મારે છે. આ દિવ્ય સિંહાસન ઉપર તમારી ઇષ્ટ મૂર્તિને બેસાડજો. અને પછી તેના ધ્યાનમાં એકાગ્રતા પૂર્વક લિન થઈ જજો. તમારી તન્મયતા જેમ જેમ વધતી જશે તેમ તેમ તમને લાભ છે.

હવે આગળ ચાલીએ. ઇષ્ટના ધ્યાનમાં તન્મય થએલો સાધક આજે કોઇ અપૂર્વ ચમત્કારને પોતાનામાં સિદ્ધ થએલો અનુભવે છે. તેને આશ્ચર્ય થાય છે કે આ શું હશે? જેમ જેમ વિચાર કરે છે તેમ તેમ તેને સત્યતા સમજાય છે. અને સહસા બોલે છે કે હે પ્રભુ? શી તારી અકળ લીલા.

સાધકના આશ્ચર્યનું કારણ અમે અમારા વાંચકોને તરતજ સમજાવીશું. ઇશ્વર કૃપાથી તેની નોંધ પોથી અમારી પાસે આવી છે. અને તે પ્રકટ કરવા પરવાનગી મેળવી છે. આજના દિવસનું વર્ણન તે પોતાની નોંધ પોથીમાં લખે છે કે.

## માઘ શુકલ ૧ રવિવાર.

નિત્યના નિયમે આજે પૂજનમાં બેઠો. મારા પ્રભુની મૂર્તિ હૃદયમાં જોઈ જોતાં તન્મય બન્યો. ધ્યાનને દૃઢાવ્યું. પણ થોડી ક્ષણમાં તો મારી વૃત્તિ મારામાં ગુપ્ત રીતે ચાલી રહેલા શ્વાસ પ્રશ્વાસની ગતિના ધબકારા પ્રતિ ગઇ. શ્વાસ પ્રશ્વાસ દ્વારા ગુપ્ત ઉચ્ચાર થતો હતો કે **हंस सोऽहं हंस सोऽहं** આ હંસ સોહં તે શું? મતિમાં તેનો શબ્દાર્થ સ્ફુર્યો. હંસ સોહં જીવ પરમાત્મા પોતે. શું હું પોતે પરમાત્મ સ્વરૂપજ છું. જો તેમ ન હોય તો આ શ્વાસ પ્રશ્વાસની ક્રિયા દ્વારા હંસ સોહં શા માટે થયા કરે. આનુ પૂર્ણ રહસ્ય જાણવા મારા પ્રભુની મૂર્તિ સામે જોયું. અહાહા? શું દિવ્ય તેજ. આજનું પ્રભુનુ ઝળકારા મારતું સ્વરૂપ અને તેની રશ્મિઓ મારા શરીરના અણુએ અણુમાં પ્રવેશી ગઇ હતી. મને કોઈ એ આવી ગુપ્ત

રીતે કહ્યું કે ભાઇ **પરમેશ્વર તુંજ છે. પરમેશ્વર તુંજ છે. પરમેશ્વર તુંજ છે.** પરમેશ્વરનો શ્વર તારા દ્વારાએજ શબ્દ કાઢીને બોલે છે. જ્યારે જ્યારે તું એ તારા પરમેશ્વરમાં તારા મિથ્યા અહંપણાને વિસારીને સાયુજ્ય ભાવથી ડુબે છે ત્યારે ત્યારે પરમેશ્વર તારામાં પૂર્ણ રીતે પોતાના સામર્થ્યનો આવિષ્કાર કરે છે.

હે જીવ ? તું શાંત થા. શાંત થા. અને જાણ કે હું પરમેશ્વર છું.

અનાદિ કાળથી વેદ શ્રુતિ પુરાણ ઉપપુરાણ મનુષ્યને એજ પ્રબોધે છે કે ભાઈ તમે મનુષ્ય નથી. પણ પરમાત્મ-સ્વરૂપજ છો. જીવબ્રહ્મની એૈક્યતાના અનેક વાક્યો મળી આવે છે. નદીની અંદરથી એક લોટો ભરીને જળ લાવવામાં આવે અને એક ગાગર ભરીને જળ લવાય તેથી કાંઇ એ જળ જુદાં જુદાં છે એમ કહી શકાય નહિ જુદાઈ માત્ર પાત્રની છે અંદર તો એકજ જળ ભરેલું છે તેજ પ્રમાણે **મનુષ્યરૂપી પાત્રોમાં એકજ પરમાત્માનું ચૈતન્ય ઝગઝગી રહ્યું છે.**

અનુભવને અંતે પણ આ નિશ્ચયને સ્વીકાર્યા વગર કોઇનો છુટકો નથી. સત્યને તો આખરે સત્ય તરીકે સ્વીકારવું પડે છે. મનુષ્ય જ્યાં સુધી પરમાત્માને પોતાનાથી દૂરને દૂર માને છે ત્યાં સુધી પરમાત્મા તેનાથી દૂરને દૂરજ રહે છે. અત્યંત નિકટતમ રહેલા પરમાત્માને દૂર શોધવા એ મૂર્ખાઇ નહિ તો બીજું શું છે!

સંસારના તાપથી બળેલા જળેલા, સંસારના દુઃખોથી ત્રાસેલા, અને દુનિયામાં દુઃખ વગર બીજું કાંઇ છેજ નહિ એવું મનથી માની બેઠેલા હે બંધુઓ ? અને બગિનીઓ, આવો, સુખપૂર્વક આવો, તમારી દુઃખ નિવૃત્તિનો સાચો માર્ગ આજ હું તમને જણાવું છું. આ માર્ગે ગતિ કરશો તો સહજમાં દુઃખ મુક્ત થઇ જશો. પણ કયાં આવીએ ? અમારી દુઃખ નિવૃત્તિનો સાચો માર્ગ કયાં છે ? ભવાટવિમાં ભૂલા પડેલા અંધને દોરનાર નેતા કયાં છે ? આ પ્રકારનો આતુર હૃદયનો પોકાર હું સાંભળું છું. પણ ભાઇઓ જરા તો શાંત થાઓ જુઓ આ સુખનું ડીંડીમ વાગી રહ્યું છે. તે સાથે હૃદયપ્રદેશમાંથી દિવ્ય શરણાઇનો મધુર નાદ નીકળે છે. આવો, આવો, આવો.

આ નાદ ઉપર જરા તો ધ્યાન આપો. તમારા દુઃખના ઘોંઘાટમાં આ નાદ તમને સાંભળી શકાતો નથી. ખરું છે. પણ ઘડીભર શાંત થાઓ. શાંતિમાંજ એ નાદ સંભળાશે. એક પાંચ મીનીટની પણ ખરી શાંતિ તમને સ્વાસ્થ્ય સુખ અપાવશે. જીવનભરના સુખને માટે એવી એક પાંચ મીનીટ પણ તમે ન કાઢી શકો એવું બને ખરું કે ? દુઃખ, ચિંતા, શોક, ભય ઇત્યાદિ તમારા ઉપજાવી કાઢેલા વિચારો કે જેને તમે જન્મભરના સગી માનો છો તેને પાંચ મીનીટ ન સેવશો તો તેમાં તમારું શું ઓછું થઇ જવાનું છે ? આટલું બધું ભાર મૂકીને લખવાનું કારણ એકજ છે અને તે ફક્ત શાંતિ. જે કાંઇ ગુહ્યતમ રહસ્ય મોટા મોટા વિજ્ઞાનવિદોને સ્ફુર્યું છે તે આ અંતઃકરણની શાંત અવસ્થામાંજ સ્ફુર્યું છે. જે કોનોઆઇ

સાંભળી તમે અત્યારે ખુશ થાઓ છો, તે ફોનોગ્રાફની જડ જેવી પ્લેટમાં મનુષ્યનો આબાદ સ્વર ઉતારવાની શોધ તેના તેના શોધક એડિસને ૭૨ કલાકની શાંતિ પછીજ શોધી હતી. અંતઃકરણની કેવળ શાંતિ તેજ ખરી સમાધિ. કેટલાક આળસને પણ શાંતિનું અંગ ગણાવશે. પણ આળસ એ શાંતિનું અંગ નથી. અંતઃકરણની કેવળ શાંતિ એ જડવત નથી પણ ચેતનવત છે. જો જડવત સ્થિતિનેજ શાંતિની ઉપમા અપાતી હોત તો પથ્થરની શાંતિ પણ ખરેખરીજ ગણી શકાત.

અંતઃકરણની શાંતિને પ્રકટાવો. તે ન પ્રકટી શકતી હોય તો તેને માટે યત્ન કરો. ઘડીભર તમારા દુઃખોથી તમે અલગ થઇ જાઓ. તેના ઉપર મધુરૂં હાસ્ય કરો. અંતઃકરણની શાંતિ અને આનંદ એ બે સગાં ભાઇ અને બહેન છે. તેનો આશ્રય લો. અને હૃદય પ્રદેશમાં ઉપર જણાવ્યા મુજબની યુક્તિથી ઉતરો. સંસારના તાપ અંહિ નથી. અંહિ તો સુખ કદી પણ નાશ ન પામે તેવું અખંડ સુખ ભરેલું છે. તેમાં તન્મય થઇ જાઓ. તે સાથે ભાવના કરો.

૧ હું સદ્રુપ છું.
૨ હું પૂર્ણ છું.
૩ હું પૂર્ણ જીવનરૂપ છું.
૪ હું પૂર્ણ આરોગ્યરૂપ છું.
૫ હું પૂર્ણ સુખસ્વરૂપ છું.
૬ હું પૂર્ણ વિજયી છું.
૭ હું જે ઇચ્છું તેને સિદ્ધ કરું એવો છું.

ઉન્નતિના સોપાન પર ચઢવાની આ સાત પગથીયાંની દિવ્ય સરણી છે. એક એક પગથીયું ચઢતા જાઓ. અને સુખના શિખરે વિરાજમાન થાઓ.

આ ભાવના જેમ અધિક કરશો તેમ તમને લાભ છે. ગાઢા થઇ ગએલા જીવત્વના સંસ્કારો તોડવાને કાંઇ સામાન્ય યત્નની જરૂર નહિ પણ મહાન યત્નની જરૂર પડે છે. એક વખત આ નિશ્ચયોને સ્વીકાર્યા પછી તેને દ્રઢતર કરજો. નિત્ય સવાર સાંજ અડધો અડધો કલાક આ ભાવનામાં તન્મય થવાનું તો તમારે રાખવુંજ સ્વરૂપનો લાભ મહા સાહસ વૃત્તિ વડેજ થાય છે.

સ્વરૂપ લાભ થયા પછી એકી વખતે આપણા સદ્‌-ભાવનું અભિમાન સર્વવૃત્તિઓમાં સાથે પેસે છે. સૂર્યનો ઉદય થતાં જેમ અંધકાર નાસવા માંડે છે તે પ્રમાણે આ બને જાય છે.

હું શિવ છું. હું બ્રહ્મ છું એ પ્રકારની વૃત્તિનો ઉદય થયા પછી તે વૃત્તિમાં રાગ દ્વેષ ઉદ્‌ભવતાં નથી. મહા-શૂન્યતા પ્રકટી ચિદાકાશમાં પ્રવેશ થાય છે. ચિદાકાશમાં અભિમાનીનો પ્રવેશ થયા પછી જોડકાંનો* ગ્રાસ થાય છે.

---

*જોડકાનું સ્વરૂપ ગંધ અને ધરાનું જોડકું એટલે પાયુ અને ઘ્રાણ. જળ અને રસનું જોડકું ઉપસ્થ અને રસના. તેજ અને રૂપનું જોડકું એટલે નેત્ર અને પગના તળીયાં. વાયુ અને સ્પર્શનું જોડકું એટલે ત્વક અને હાથના [illegible]. આકાશ અને શબ્દનું જોડકું વાક્ અને શ્રોત્ર.

અને અખંડ જ્ઞાન નિષ્ઠા બંધાય છે. આ જોડકાંના ઉપર પ્રાણ વૃત્તિનો સંયમ જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો ઉપર પણ અંકુશ મૂકે છે. આ સંપુટમાં રહેલું ચિદાકાશ જોડકાંના આંસ વડે કરીને ખંડિત જણાતું નથી પણ અખંડિત અનુભવાય છે.

મનુષ્યની જેમ જેમ આત્મતત્વમાં પ્રીતિ જાગે છે તેમ તેમ તેની દરેક બાબતમાં પ્રગતિ થતી જાય છે. અંહ અને ઇદં બેનું સંયોગીકરણ થતા જગત શિવ રૂપે અનુભવાય છે. જે કાંઇ છે તે બધી બ્રહ્મનીજ ચમત્કૃતિ છે એવા સત્ય જ્ઞાનની જયોતિ અંતઃકરણમાં ઝળકી રહે છે. દ્રષ્ય દ્રષ્ટા રૂપે જોવાની ટેવ પડે છે. અને તે મુકતાત્માના ભાવ જન્ય ભૂત જન્ય અને શુન્ય જન્ય બંધો તુટે છે. અનિરવચનિય શિવ-પદમાં અભિમાની સ્થિત થાય છે.

આ ખરેખરી જીવન મુકતની સ્થિતિ છે. તે પ્રાપ્ત કરનાર સાચો મહાપુરૂષ છે, તેનું મન સદા સર્વદા સંકલ્પ વિકલ્પ રહિત અને આનંદ પૂર્ણજ હોય છે. પોતાને દુઃખ દેવા આવનાર મનુષ્યની ઉપર પણ તે તો પ્રેમજ કરે છે એટલુંજ નહિ પણ તેના અજ્ઞાનીપણા ઉપર દયા ખાય છે.

આ બાબતના દાખલા શોધવા જવા પડે તેમ નથી. વિશ્વામિત્રને વસિષ્ઠ સાથે તેઓ તેમને રાજર્ષિ કહેતા હોવાથી ઘણું વૈર હતું. એ વૈરથી પ્રેરાઇને એક વખત રાત્રિના સમયે તેઓ વસિષ્ઠને મારી નાંખવાના ઉદ્દેશથી ત્યાં ગયા. આશ્રમની પાછળ ઋષિ તથા તેમના ધર્મપત્ની બેઠાં હતાં. પત્નીએ પ્રશ્ન

પૂછશો કે સ્વામીન ? પૂર્ણિમાના તેજના જેવું શુભ્ર તપ ક્યા ભાગ્યવાનનું હશે ? વસિષ્ઠ તરતજ બોલ્યા. વિશ્વામિત્રનું. વસિષ્ઠને ખબર ન હતી કે વિશ્વામિત્ર મારવા આવ્યા છે અને પાછળજ ઉભા છે. તેમણે તો અનાયાસ આ વાક્ય ઉચાર્યું હતું. વિશ્વામિત્રે તે સાંભળ્યું અને તરતજ ક્ષોભ થયો. અને અંતઃકરણમાં એવો ભાવ ઉદ્‌ભવ્યો કે અહાહા હું જેને મારી નાંખવા આવ્યો છું તે તો પાછળથી મારા વખાણ કરે છે. હાથમાંનું હથિયાર હેઠું પડી ગયું અને **ત્રાહિમામ ત્રાહિમામ** કરી વસિષ્ઠના ચરણ આગળ પડયા આજ પ્રમાણે બીજો દાખલો ખ્રિસ્તીઓના પ્રભુ ઇસુના સંબંધમાં છે. તેને માથે જ્યારે કાંટાની ટોપી પહેરાવવામાં આવી અને તેને લઇ રૂધિરની ધારા માથા ઉપરથી થઇ મુખ ઉપર વહી જાય છે અને વધ સ્થંભ આગળ જતા છતાંયે તેમણે પોતાના દુશ્મનો પ્રતિ જરાએ ક્રોધભાવ દર્શાવ્યો નથી. અને પ્રસન્ન ચિત્તે શિક્ષાનો સ્વીકાર કર્યો છે. શાથી ? ઇસુનું ચિત્ત દયાથી ભરપુર હતું તે અન્યના ઉપર ક્રોધ કેવી રીતે દર્શાવી શકે ? તેમને તો કોઇ દુશ્મનજ ન હતા પણ એ પ્રતિપક્ષીઓ ઇસુને દુશ્મનરૂપ ગણતા હતા અને તેમની એ અજ્ઞાનતા ઉપર એ દયાની મૂર્તિએ તો જ્યારે ત્યારે દયાજ દર્શાવી છે.

સંયમના ક્રમને સાધતો સાધતો સાધક જેમ જેમ આગળ વધતો જાય છે તેમ તેમ બ્રહ્માનુભવની સ્થિતિને પામતો જાય છે. તેની પરાવાણીનો રણકો અદ્‌ભુત હોય છે. અને તે આનંદાનુભવ શબ્દદ્વારા એ બહાર પાડી શકાતો નથી. કોઈ

ઈશ્વરથી તેનું વર્ણન કરવા જતાં યતો વાચો નિવર્તંતે અપ્રાપ્ય મનસા સહ એ વચનની પેઠે વાણી અને મન પાછાં પડે છે. પરા ઈંદુ અને અંહ એ એક રસ થયાં હોય તેવો આ અનુભવ છે. આ રસની અંદર જેમ વટ બીજ વત ઝીણાં કણો હોય છે અને એક બીજ બીજા અનંત વટને ઉત્પન્ન કરે તેવા સામર્થ્યને ધરાવે છે તેમ આ અનુભવકાળે એક અનાહત નાદ જાગે છે અને અનેક વર્ણ રૂપી ઝીણાં કણોને ઉપજાવે છે. અથીક્ષ પર્યંતના બીજકોનો અનુભવ તે પ્રકટ કરે છે. આં વાણીનું નામ પશ્યંતિ (દેખતી) છે.

મધ્યમાં વાણી સાધકના અનુભવને સાધકની અંદરજ સંગ્રહી રાખે છે. અને જ્યારે વૈખરી વાણીનો ઉપયોગ થાય છે. ત્યારે તે એ સંગ્રહીત શબ્દોને એક પછી એક મોતીના દાણાની પેઠે ખેરવતી જાય છે. મસીનગન ચાલુ કરવાની હોય તો તેમાં પ્રથમ ગોળાઓને એક પછી એક અનુક્રમે ગોઠવી રાખવામાં આવે છે. તે પ્રમાણે મધ્યમા વાણી આપણા શબ્દોને વ્યવસ્થિતરૂપમાં પ્રકટ કરે છે;

ત્રણ પ્રકારના ત્રણ સ્થાનમાંથી આપણને શિવસ્પર્શનો રસ ઉત્પન્ન થાય છે. તે અનુભવના સ્થાનો ૧ મૂળાધાર જ્યાં ભેદાભેદની પ્રતિતિ છે એવી ભૂમિકામાં થાય છે. બીજું અનુભવ સ્થાન અનાહતચક્ર (પયોધર સ્થાન) છે. અને સાધક ત્યાં સ્થિતિક્રમના અનુભવને પામે છે. ત્રીજું અનુભવ સ્થાન દ્વાદશાંત મૂર્ધાની નીચે હોય છે. એને સહસ્રદળ અને દ્વાદશ સંપુટ મૂળાધાર પણ કહે છે.

સુષુમ્નાનો ભેદવાળો અને દ્વાદશાંતમાં સહારક ક્રમનો અભેદવાળો રસ અનુભવાય છે. આ અનુભવ ઉત્પન્ન થયા પછી સર્વ પ્રકારના બંધ વિનાનું પરબ્રહ્મતત્ત્વ ચોથા પદમાં અનુભવાતું અનિચ્છાએ છલકાઈને બહાર આવે છે.

બ્રહ્મત્વના અનુભવકાળે સાધકને મનની સંકલ્પ સિદ્ધિથી ઉત્પન્ન થનારી શક્તિ જાણે દેવીરૂપ હોય તેમ તેની આગળને આગળ આવીને રહે છે. આ બ્રહ્મવિદ પુરૂષ જેની ઇચ્છા કરે તે આવીને તેને પ્રાપ્ત થાય છે. સૂર્ય જેમ બાર માસના ક્રમથી ભૂમંડળને પોતાના કિરણો વડે પ્રકાશિત કરે તેમ આ મહાપુરૂષ પાંચ જ્ઞાનેન્દ્રિયો પાંચ કર્મેન્દ્રિઓ અને મન બુદ્ધિ એવા બાર ચૈતન્યના પ્રવાહની નાડી વડે વિશ્વને ચૈતન્યનો પ્રકાશ આપે છે.

ગગન વિહારી એ સંત પુરૂષ આ ભૂમંડળમાં ફરતો છતાં તેનાથી પર હોય છે. કેમકે તેનો આત્મા પરમાત્માની સાથે ઐક્યાત્મકભાવને પામેલો હોય છે. તેની બહિરંગ ચેષ્ટા નીચે પ્રમાણે હોય છે.

ગગન મંડળમાં ઉડતા પક્ષીની માફક તે કોઇના આધાર વિનાનો અનાશ્રિત હોય એવો સ્વેચ્છાથી વિહરે છે. ચિદાકાશ એ તેનું વિહરણ સ્થાન છે.

અવધૂત સરખી સ્થિતિ પ્રાપ્ત કરેલી હોય છે. સર્વત્ર વિહાર કરવાની, દૃષ્ટદર્શન શક્તિ ઉપરાંત સર્વ દૃશ્ય પદાર્થને દાંઈ વડે ખાઈ જવાનું બળ પણ તેનામાં હોય છે.

પ્રસંગે ઉન્મત જેવો તે જણાય છે. દૃષ્ય અને દૃષ્ટા એનો સંબંધ પોતે જાણતા છતાં જાણનો નથી અને કહેવા માગતો નથી એમ તે લાગે છે.

સંસ્કાર માત્રને તે એકરસ કરે છે.

આ એકત્ર કરેલા રસને સર્વ પદાર્થમાં ફેલાવવાને તે સમર્થ થાય છે એટલે એ રસ પૈકી જેને જે રસની અપેક્ષા હોય તેટલા તેજ રસની છાંટને આપી શકે છે. આ સ્થિતિને સર્વવ્યાપિકા સ્થિતિ કહે છે. તે પછી એ નિસ્તરંગ અવસ્થામાં રહી શકે છે.

મહાજ્ઞાનના આવેશથી રંગાયલા એ પુરૂષને સંસારની ભૂમિકાના પુણ્ય પાપનો સંબંધ રહેતો નથી. રાગ અને દ્વેષથી તેનું અંતઃકરણ પર હોય છે.

**જપ ફળદાયી ક્યારે થશે?**

તેજ જપ ફળદાયી થાય છે કે જે રસ અને ભાવ પૂર્વક જપાયલા હોય.

તેજ જપ ફળદાયી થાય છે કે જે જપતાં અવર ચિંતનો મનમાં આવ્યાં ન હોય.

તેજ જપ ફળદાયી થાય છે કે જે જપના દેવતાના સ્વરૂપને મતિમાં આરૂઢ રાખે.

તેજ જપ ફળદાયી થાય છે કે જે ઇષ્ટ દેવતા સાથે તન્મયતા જગાડે.

તેજ જપ ફળદાયી થાય છે કે જે હૃદયના ઉંડાણથી ઉચ્ચરાયો હોય.

જપની વધારે સંખ્યા જપાયાથી મોહ પામશો નહિ. ગમે ત્યાં વિચાર ભટકવા દઇ હાથમાં માળા લઈ એક હજાર જપ કરવા તેના કરતા બરાબર શાંત રીતે ફકત પાંચજ જપ કરેલા વધુ ફળદાયી હોય છે.

હવે આ વિષયનેઆગળ ચલાવતાં પહેલાં આપણે મંત્ર શકિતના સંબંધમાં કંઇક વિવેચન કરીશું. આ પુસ્તકમાં ઠેકાણે ઠેકાણે પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે મંત્ર શકિત ઘણી અદ્દભુત છે. તો તે કયા કારણને લઇ અદ્દભુત છે. છાપાખાનાની સુર્લ્લભતા થવાથી મંત્રો કાંઇ ગુપ્ત રહ્યા નથી. ઠેરેઠેર તે છપાયલા જોવામાં આવે છે. અને ઉપરની દ્રષ્ટિથી જોતાં કાગળ ઉપરના તે છાપેલા મંત્રામાં કાંઈ શકિત પ્રતિત થતી નથી. આપણે એ મત્રનો ઉચ્ચાર કરીએ છીએ તો તેથી કાંઇ હાજરા હજુર દેવ આવીને ઉભા રહેતા નથી. તો મંત્ર શક્તિને આટલું બધું મહત્વ આપવાનું પ્રયોજન શું ? આ વિચાર નાસ્તિક મતવાદીઓનો છે.

અમે જણાવીએ છીએ કે મંત્રની પ્રચંડ શકિત છેજ. મંત્રાધન દેવતા એ કહેવત કાંઇ ખોટી નથી. પણ તેમાં ફકત હ્રદયનો ભાવ–શ્રદ્ધા જોઇએ શ્રદ્ધા વિનાના અંતઃકરણે ફકત પરિક્ષા જોવાના ઉદ્દેશથી કરેલા મંત્ર જપથી તે મંત્ર દેવતા તેને દર્શન આપવાને માટે કાંઇ નવરા બેઠા નથી. શક્તિઓને ગુપ્ત

રાખવામાં ન આવે અને અનધિકારીના હાથમાં જાય તો અંગરક્ષક વાનરને રાખવાથી રાજાનું જેમ મૃત્યુ થયું હતું * તેમ વિપરિત પરિણામ આવે. મંત્ર શક્તિના રહસ્ય સંબંધમાં હવે અમે થોડું વિવેચન કરીશું.

લશ્કરી સીપાઇઓ રસ્તેથી ચાલ્યા જતાં જેના જોવામાં આવ્યા હશે તેમને તો ખાત્રી થઈ હશે કે તેમના એકી વખતે સાથેજ પગ ઉપાડીને મૂકવાના કૃત્યને લઇ એક પ્રકારના ધ્વનાત્મક આંદોલનો ઉત્પન્ન થાય છે. વ્યવસ્થિત રૂપમાં આ આંદોલનો ઉત્પન્ન થયલાં હોવાથી આપણને તેની ભવ્યતા લાગે છે. આજ પ્રમાણે સંગીતના આંદોલનોના સંબંધમાં પણ છે. વાજીંત્રમાંથી નીકળતા કરૂણારસ અને વીરરસના સ્વરો સાંભળવાથી આપણને કરૂણારસ અથવા વીરરસ ઉત્પન્ન કરે છે. આંદોલનોની શક્તિનો પ્રભાવ કાંઇ જેવો તેવો નથી. મ્હોટા મ્હોટા પુલોના પુલો તે ઉરાડી મૂકે છે. અથવા કંપાવે છે.

---

* આ કથાનક એવું છે કે એક રાજાએ વાનરને પાળ્યો. તે રાજાની સાથે ઘણો હળી ગયો હતો. રાજાએ તેને પોતાનો અંગરક્ષક બનાવ્યો. એક દિવસ રાજા સુતો હતો. અને વાનર હાથમાં ઉઘાડી તરવારે રાજાનું રક્ષણ કરતો પહેરો ભરતો હતો. તેવામાં રાજાના શરીર ઉપર એક માંખી બેઠી વાનરે પ્રથમ તેને ઉરાડી. પણ માંખી ફરીથી થોડીવાર રહીને ત્યાં બેઠી. વાનરને આથી ક્રોધ ચઢયો અને માંખીને મારી નાંખવા તરવાર મારી. માંખી તો ઉડી ગઇ અને તરવારના ઘાથી રાજાનું મૃત્યુ થયું.

યુરોપમાં આથી લશ્કરી સીપાઇઓને વ્યવસ્થિત રૂપમાં પુલ ઉપરથી પસાર થવા દેવામાં આવતા નથી. વાયરલેસ ટેલીગ્રાફ તે પણ એક આંદોલનોનાજ પ્રભાવ છે.

આ પ્રમાણે મંત્રની અંદર તેના શબ્દોદ્વારા જે આંદોલનો સમાવવામાં આવ્યા છે તેની મહત્તા અને પ્રભાવ મંત્રનો ઉચ્ચાર વ્યવસ્થિત અને શુદ્ધ ચાલુ રાખવાથીજ જણાય છે. હવે બીજી રીતે જણાવીએ તો આજકાલ દરેક વસ્તુઓના એકસ્ટ્રેટ (સત્વ) કાઢવાની પદ્ધતિ બહુ વધી ગઇ છે. પરંતુ આ પદ્ધતિનું મૂળ શોધન તો આપણી મંત્ર વિદ્યા ઉપરથીજ થયું હશે. જે જે શબ્દો મંત્રમાં યોજવામાં આવ્યા છે તે અજબ શકિત અને પ્રભાવવાળા છે. અને તેના વ્યવસ્થિત ઉચ્ચારણની સાથે તે શબ્દ સુરતાને જગાડે છે.

શબ્દમાત્રની તમારી તનમાત્રાઓ તમે ભૂત જગતમ પેસાડી શકો છો.

શબ્દને વિચાર પ્રકટ કરવાનું સામર્થ્ય છે. અને વિચા આચાર પ્રકટ કરે છે. મંત્ર બીજક છે. આ બીજ અપક હોય તો ધારેલા પરિણામને પ્રકટ કરતું નથી. આપણે ગાયત્ મંત્રનો દાખલો લઇએ. ઉપરથી તો આપણને આ મં સામાન્ય સરખો લાગે છે પણ તેમાં ત્રણ પ્રકારના અસ્ત્રો રહેલાં છે

૧ બ્રહ્મદંડ (જેનું પાલાસ દંડ એ પ્રતિક છે)

૨ બ્રહ્મ શિરસ (જેનું ઘોડીયા કલારનો કડકો એ પ્રતિક છે

૩ બ્રહ્માસ્ત્ર (જેનું ચોવીશ દળ કમળ એ પ્રતિક છે)

ગાયત્રિ મંત્ર ચોવીશ અક્ષરનો છે. અને તેના ઉચ્ચારણની સાથે ૨૪ પાંખડીનો ક્ષોભ થાય છે. આ ક્ષોભ વર્તુલાકારે થાય છે. ગાયત્રિ મંત્રના દરેક શબ્દમાંથી એક જ્યોતિ નીકળે છે. ગાયત્રિ આપણાં મૂળાધારમાંથી ઉદ્દભવી દંડની માફક કંઠસ્થાન સુધી પહોંચે છે. અને ત્યાંથીઃ—

૧ વાણીદ્વારા બહાર પ્રકટ થાય છે.
૨ ભૂતમાત્રામાં જાય છે. ત્યાંથી અગ્નિની વેદી ઉપર આવે છે.
૩ અગ્નિ મંડળમાં પ્રવેશ કરે છે.
૪ ત્યાંથી પૃથ્વીની કુખમાં પ્રવેશે છે.
૫ આસનસ્થ મંત્રોચ્ચાર તથા અનુષ્ઠાન કરનાર મંત્રવિદના ચરણમાંથી તેના શરીરમંડળમાં પેસે છે.
૬ હૃદયમાં જાય છે. ત્યાંથી પ્રાણશકિતરૂપે પ્રાણમંડળમાં ફરે છે.

આવી રીતે છ કુખોમાં ફરીને પ્રાણ મંડળમાં આવેલી ગાયત્રિને મંત્રશાસ્ત્રમાં ભૂભેદી કહી છે.

જેમ લોઢાને તૃપ્ત કરીને પાણીમાં બોળી ફરી તપ્ત કરવામાં આવે એટલે તે પોલાદના ગુણને—ખરાપણાને ધારણ કરે છે તેમ આ ભૂભેદી થયેલા મંત્રને હૃદયાકાશમાં સુસ્થિર કરવો એજ અભ્યાસકનું કર્તવ્ય છે.

શબ્દબ્રહ્મને જાણ્યા પછી અંતરિક્ષ મંડળમાં આપણે ભુવરભેદ કરવો. આપણા અંતરની જ્યોતિનું મંડળ અંતર બ્રહ્માંડના સૂર્યમંડળથી બીલકુલ દૂર નથી. નિમિષ માત્રમાં હૃદયગુહામાં ડુબકી મારનાર સૂર્યમંડળના હિરણ્યગર્ભબીજમાં પહોંચી જાય છે. આકાશગામી પક્ષીને એક પર્વતની ટોચ

રથી બીજી પર જતાં વખત લાગતો નથી તે સહજવારમાં તે પહોંચી જાય છે તેમ આ અનુભવ પણ તદ્દતજ અને જેવી રીતે આપણા અંતરના જ્યોતિ મંડળમાં રમનાર ાંડના સૂર્યમંડળ સાથે ક્ષણમાં સંલગ્ન થઇ શકે છે તેવી ગાયત્રિનું ચોવીશ અક્ષરાત્મિકા ચક્ર જે રીતે ભૂભેદ અને ભેદ કરે છે તે રીતે સ્વરભેદ પણ કરે છે. કોઇ પૂછશે કે વી સ્વરભેદ કરેલી ગાયત્રિ પૃથ્વીપર બતાવો. તો શાસ્ત્ર છે કે **य एष परोरजा स्तपति** આજે સૂર્યનારાયણ ાશે છે તે ત્રિભુવન ભેદ કરેલી ગાયત્રિનું પ્રત્યક્ષ સ્વરૂપ છે યત્રિને ત્રિભુવન ભેદી કરી ઉચે ચઢાવી શાય છે. અને મહ બ્રહ્માત્મિક દિવ્ય સામર્થ્ય જે મૂર્ધ પ્રદેશના સૂર્યમંડળમાં લું છે. તેને નીચે પણ ઉતારી શકાય છે. પરંતુ તે કયાં? અમારા ચક્ષુઓ ઉપર. હે ગાયત્રિ તું ચિન્મયી છે. માટે મારા ચક્ષુઓમાં આવ.

અધ્યાત્મવિત પુરૂષે આ જ્યોતિર્મયચક્ર પોતામાં કઇ તે ઉતારવુ. કયાં ઉતારવુ ચક્ષુ ઇન્દ્રિયમાં ઉતારવું. સ્વરલોકમાંથી યુ છ ચક્રોમાં થઇ તે ઉતરે છે.

१ स्वरलोक. २ परोरजा (सूर्यमंडळ). ३ चक्षु-डळ. ४ सत्यलोक. (सहस्रदळ कमळ). ५ तपलोक. जनलोक. (જ્યાં નવું પ્રકટ કરી શકાય છે તે કલ્પનાસૃષ્ટિ)

ઉપર જણાવ્યા મુજબ છ કુંભોમાંથી પસાર થઇ દયાકાશમાં બીજવેલી સ્થિર કરેલી ગાયત્રિને સ્વરલોકમાંથી ક્રૂ ચક્રોમાં થઇ ઉતારેલા જ્યોતિમય ચક્ર સાથે ધ્યાનયોગવડે

જોડાણ કરવાથી તે ગાયત્રિના મંત્રોચ્ચારમાંથી સાચું બ્રહ્માસ્ત્ર પ્રાપ્ત થાય છે.

ધર્મ શુદ્ધિ વિના ગાયત્રિનું સ્વરૂપ સમજાતું નથી. ગાયત્રિનું હૃદય ધર્માચરણમાં છે. એને સમજ્યા વગર અવિહિત માર્ગોમાં રત રહી ગાયત્રિ જપ કરવામાં આવે તો તે કાંઇ ફળને આપતા નથી. જનકરાજાએ એક વખત એક બ્રાહ્મણને કહેલું કે **गजो भूत्वा गायत्रि वहसी.** અર્થાત્ આ એક ગાયત્રિરૂપી ભારનું વહન કરનાર હાથી છે. આ પ્રમાણે કહેવાનું કારણ એટલુંજ હતું કે તે બ્રાહ્મણ ગાયત્રિનું હૃદય સમજ્યો ન હતો. ફક્ત ગ્રામોફોનની પ્લેટ માફક એકલો મંત્ર બોલી જાણતો હતો.

સાચી બ્રહ્મભાવના પ્રતિત થાય **सर्व खल्विदं ब्रह्म** સર્વ સ્થળે બ્રહ્મ સ્વરૂપનું દર્શન થયા કરે તે અર્થે આપણે ભગવન સૂર્ય નારાયણની પ્રાર્થના કરીએ કે

હે પરમ જ્યોતિ સ્વરૂપ ! ભગવન સૂર્ય નારાયણ ? તમે અમારા હૃદયમાં ઉતરી તમારા મિત્ર નામને સાર્થકય કરો. અમારા સાચા મિત્ર થાઓ. અમને તમારા સ્વરૂપનું બળ પ્રાપ્ત કરાવો. સર્વ ભૂત પ્રાણી માત્ર પ્રતિ દયા, કરુણા, કૃપા ભાવ ટકાવી ગાયત્રિનું સાચું બ્રહ્માસ્ત્ર પ્રાપ્ત કરાવો.

જે પુરૂષો આવું સાચું બ્રહ્માસ્ત્ર પ્રાપ્ત કરી જાણે છે તે પુરૂષો બીજા બે અસ્ત્રો નારાયણાસ્ત્ર તથા પાશુપતાસ્ત્ર પ્રાપ્ત કરવાના અધિકારી થાય છે. ગાયત્રિ મંત્રના રહસ્યને સમજીને

તેના જપના ઉચ્ચારણની સાથે આવું બ્રહ્માસ્ત્ર પ્રાપ્ત થાય છે. સામર્થ્ય વિનાનું બ્રહ્મ હોય તો શૂન્યમાં અને બ્રહ્મમાં ફેરશો. શંકરના જીવનનું રહસ્ય શૂન્ય વૈરાગ્યમાં નથી. પણ જ્ઞાન ગર્ભ વૈરાગ્યમાં છે.

**चिति स्वतंत्रता विश्वसिद्धि हेतु.**

સ્વેચ્છા વિહારી, સ્વતંત્ર ઇશ્વરભાવ સાથે સંબંધવાળું તમારૂં ચિત્ત થાઓ એવી શુભ ભાવના પૂર્વક

**ॐ शांति शांति शांति:**



# મનઃકામના પૂર્ણ કરવાનો માર્ગ.

ગુજરાતી ભાષામાં નવીન શૈલીથી લખાએલું આ એક અદ્ભુત પુસ્તક છે. કલ્પવૃક્ષની નીચે બેસી આપણે જે વસ્તુની ઇચ્છા કરીએ છીએ તે તરત આવી મળે છે. તેમ આ પુસ્તકનું વાંચન અને તેનો અભ્યાસ મનુષ્યને જોઇતા સુખને અપાવે છે. પાંચ ને પાંચનો સરવાળો જેમ દશ થયા વગર રહેતો નથી તેમ આ પુસ્તકના નિયમોને આચારમાં મુકનાર મનુષ્ય પોતાની મનકામના પૂર્ણ કર્યા વિના રહેતોજ નથી. નિયમો તમારાથી ન બની શકે તેવા નહિ પણ સ્ત્રી પુરૂષ, બાળક, જુવાન કે વૃધ્ધ સર્વ તેને ઘર બેઠાંજ સાધી શકે તેવા સરળ છે. ગમે તેવા દુઃખી જીવનવાળા મનુષ્યને તે સાચા સુખનો રસ્તો બતાવે છે. તમે તેની એક નકલ તમારા ઘરમાં રાખશો તો જરૂર સંતોષ પામશો. સુખ સંપત્તિ જ્ઞાન આરોગ્ય જે પ્રકારના વિષય તમે માંગશો તે તમને તેમાં મળશે પુસ્તકનું મૂલ્ય ફક્ત રૂા. બે રાખવામાં આવ્યું છે.

વ્યવસ્થાપક વિશ્વજ્યોતિ

અડાજણ—સુરત.

## આપણા ધર્મ અને વેદાંત શાસ્ત્રના સર્વોત્તમ સંગ્રહરૂપ અત્યુત્તમ ગ્રંથ.

# સૂતસંહિતા.

પ્રગતિ મંદિર તરફથી બહાર પડેલાં તમામ પુસ્તકોમાં આ પુસ્તક પ્રથમ પદે વિરાજવા યોગ્ય છે. વેદાંત, ધર્મ, તત્વવિચાર, જ્ઞાન, ભકિત, વગેરેના સાધનો તથા તેના પ્રકારોનું તેમાં યુકિત, પ્રયુકિતથી એવી સરળ રીતે વર્ણન કરવામાં આવ્યું છે કે તે વાંચતા અંતઃકરણમાં ખરા રહસ્યનું ભાન થઇ સાચી પ્રસન્નતા પ્રકટે છે. મનુષ્યોને જ્ઞાતવ્ય, પ્રાપ્તવ્ય, અને કર્તવ્યની દિશાનું ભાન કરાવનાર પુસ્તકો આજના સમયમાં અનંત પ્રકટે છે. અને તે સર્વ વાંચતા થાકી જવાય છે. આ પુસ્તક બધાના સાર રૂપ છે. તેના એકનાજ વાંચનથી જાણવાનું અને પ્રાપ્ત કરવાનું સઘળું મળે છે. આ પુસ્તકનાં ચાર ખંડ છે. ૧ શિવ માહાત્મ્ય ખંડ, ૨ જ્ઞાનયોગ ખંડ, ૩ મુકિતખંડ, ૪ યજ્ઞ વૈભવ ખંડ. આ ચાર ખંડ થઇને તેમાં અનેક બાબતો આવી જાય છે. રાજયોગ સંબંધી પ્રાણાયામ ધ્યાન ધારણા આસન વગેરેની બાબતો પણ તેમાં સંપૂર્ણ વિસ્તારથી આવી છે. ટુંકમાં એવી કોઇ બાબત નથી કે જે આ પુસ્તકમાં રહી જવા પામી હોય. ડેમી આઠ પેજી લગભગ પચાસ ઉપરાંત ફોર્મના આ પાકા પુંઠાના પુસ્તકની કિંમત ફકત રૂા બે રાખવામાં આવી છે. પોષ્ટેજ આના ચાર જુદા.

**વિશ્વજયોતિ કાર્યાલય. અડાજણ, સુરત.**